શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ ગ્રંથમાળા ગ્રથાંક ૮૦-૮૧.

શાસ્ત્રવિશારદ યોગનિષ્ઠ જૈનાચાર્ય મહાકવિ શ્રીમદ્
બુદ્ધિસાગરસૂરિ કૃત.

# જૈનધર્મ અને ખ્રીસ્તિધર્મનો મુકાબલો

અને

# જૈન ખ્રીસ્તિ સંવાદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારકમંડળ.

હા. વકીલ મોહનલાલ હિમચંદ-પાદરા.

જૈ૦ ધ૦ ખ્રી૦ ધ૦ મુ૦ આવૃત્તિ ૨. જૈ૦ ખ્રી૦ સં૦ આ૦ ૧.

પ્રત ૧૦૦૦.

વીર સં ૨૪૫૦ ઈ૦ ૧૯૨૪ વિક્રમ સં. ૧૯૮૧

કિંમત ૧—૦—૦.

# નિવેદન.

શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ તરફથી શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિ ગ્રંથમાળાના ગ્રંથાંક ૮૦-૮૧ તરીકે "જૈન ધર્મ અને ખ્રીસ્તી ધર્મનો મુકાબલો" તેમજ "જૈન ખ્રીસ્તિસંવાદ" નામના બે ગ્રંથો બહાર પાડવામાં આવે છે. આ ગ્રંથો રચવાનું પ્રયોજન પરમ પૂજ્ય ગુરૂવર્ય શ્રીમદ્ યોગનિષ્ઠ બુદ્ધિસાગરજી સૂરિજી મહારાજે પ્રસ્તાવનામાં લંબાણથી સ્પષ્ટ રીતે દર્શાવેલ છે. જે વાચવાથી સહેજે સમજી શકાય તેમ છે. જૈનધર્મના તત્ત્વજ્ઞાનથી અજ્ઞાત મનુષ્યોને તેમજ બાળકોને આવા પુસ્તકોના વાચવાથી ખ્રીસ્તિ ધર્મોપદેશકોના હાથે ફસાવાનું ન થાય એટલુંજ નહિ પણ જૈનધર્મપરની તેમની શ્રદ્ધા વિશેષ દૃઢ થાય એ હેતુથીજ આ પુસ્તકો રચવામા આવેલાં છે ગુરૂશ્રીની પ્રવૃત્તિ મધ્યસ્થ અને વિશાલ દૃષ્ટિથી ભરપૂર હોવાથી આ પુસ્તકોનો અભ્યાસ જૈનસમાજ અને અન્યસમાજ પ્રેમ ભાવથી કરશે તો ઘણુંજ તેઓને જાણવાનુ મળશે એ નિ:શંસય છે. આ ગ્રંથ દરેકે ખાસ વાંચવા જેવો છે. તેમજ દરેક પુસ્તકાલય અને ગ્રંથભંડારોમાં સંગ્રહવા યોગ્ય છે. આ પુસ્તકો રચવામા અધ્યાત્મજ્ઞાન મસ્ત મહાકવિરાજ શ્રી યોગનિષ્ઠ બુદ્ધિસાગરજી સૂરીશ્વરજી મહારાજે કેટલો પરિશ્રમ લીધેલો છે, તેમજ ગુરૂશ્રીની જૈનધર્મ અને જૈનસમાજમાટેની કેટલી બધી તીવ્ર લાગણી છે, તે આ ગ્રંથો વાચવાથી સમજી શકાય તેમ છે અને તે માટે ગુરૂશ્રીનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. મંડળ પાસે સારૂ ફંડ નથી પણ તે સહાયકોની મદદથીજ ગ્રંથો છપાવી પડતર કરતાં પણ ઓછી કિંમતે ગ્રંથો ફેલાવવા પ્રયત્ન કરે છે. આ ગ્રંથો છપાવવા જે ભાઇઓએ દ્રવ્ય સહાય આપી છે તેઓની નોંધ ધન્યવાદના મથાળા નીચે લેવામાં આવેલ છે. પુન: સહાય કરનાર બંધુઓનો ઉપકાર માની વિરમીએ છીએ. સુજ્ઞેષુકિંબહુના.

લિ० સદ્ગુરૂચરણોપાસક

આસો શુકલ પૂર્ણિમા<br>વિ. સંવત ૧૯૮૦

વકીલ. મોહનલાલ હિમચંદ.પાદરા<br>અને<br>આત્મારામ ખેમચંદ કાપડીઆ સાણંદ<br>શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ તરફથી.

# अर्पणपत्रिका

## તપાગચ્છી આચાર્ય શ્રીમદ્ વિજયકમલસૂરિજીને અર્પણ

વિ. સ. ૧૯૫૪ ની સાલથી મેસાણામાં તમારો પરિચય થયો. તમો તથા મુનિશ્રી વિજયધર્મસૂરિજી, વિજયસિદ્ધિ સૂરિ, મુનિરાજશ્રી કર્પૂર વિજયજી તથા મુનિશ્રી અમીવિજયજી વગેરે સાધુઓ, વિ. સ. ૧૯૫૪ માં મેસાણામાં રાજારામ શાસ્ત્રીપાસે અભ્યાસ કરતા હતા, તથા હું પણ તે વખતે ગૃહસ્થદશામાં રાજારામ શાસ્ત્રી પાસે તર્ક સંગ્રહ, વગેરેનો અભ્યાસ કરતો હતો, મેસાણામા અમો તમો તથા અન્ય સાધુઓ ભણતા હતા, તે પ્રસંગે એક ખ્રીસ્તિ સાહેબ પાદરી તથા બીજા ખ્રીસ્તિ બનેલા બ્રાહ્મણ ઉપદેશકોએ મેસાણા ઉપાશ્રયના સામેના ઓટલા ઉપર વ્યાખ્યાન આપવું શરૂ કર્યું અને તેણે હિંદુ જૈનધર્મ સબંધી ખંડનની ટીકા શરૂ કરી, તે પ્રસંગે સર્વસાધુઓમા તમારો ધર્માભિમાનનો જુસ્સો વિશેષ પ્રમાણમા ખીલી ઉઠયો, પણ તમો જઈ શકયા નહીં, તમોએ મને ઉત્તેજિત કર્યો, મેં વિ. સ. ૧૯૫૫ માં પહેલ વહેલું તમારા ઉત્તેજનથી તથા શ્રી કર્પૂર વિજયજીના ઉત્તેજનથી, પાદરી સાહેબના ઓટલાપર જ તેજ વખતે સામું ભાષણ આપ્યું અને ખ્રીસ્તિયો ગાયો તથા સુવર વગેરે ખાય છે, ઇત્યાદિ બાબતો પર ભાષણ ચલાવ્યું, તેથી હિંદુઓએ અને મુસલમાનોએ ખ્રીસ્તિપાદરીસાહેબનુ ભાષણ સાંભળવું બંધ કર્યું, અને મારા ભાષણમાં જોડાયા, પશ્ચાત્ પાદરી સાહેબ સાથે ચર્ચા ચાલી તેમાં તે હારી ગયા. ત્યારથી હજી સુધી મેસાણાના સામેના ઓટલાપર ભાષણ કરવાને કોઈ ખ્રીસ્તિ પાદરી હજી સુધી આવ્યો નથી. મારા જાહેર ભાષણની શરૂઆત ત્યારથી થઈ હતી. તમારામાં જૈનધર્માભિમાન ઘણું છે. મારી સાધુદશામા પણ તમારી અને મારી ઘણી વખત મુલાકાત થઇ છે. સ્પષ્ટવક્તા તરીકે તમે જાહેર પ્રસિદ્ધ છો હાલમા શ્રી વિજયાનંદ આચાર્ય મહારાજના સંઘાડાના તમે નાયક (સૂરિ)

છો. આપના સંઘાડાના સાધુઓ જેટલો કોઈ નો મોટો સમુદાય નથી, તથા આપના સંઘાડાના સાધુઓના વિહાર જેટલો અન્ય સાધુઓના સઘાડાનો વિહાર નથી. આપ સરલ છો, આપનામાં જૈનધર્મનો સર્વત્ર પ્રચાર કરવાની ઘણી લાગણી છે આપની વિ. સ. ૧૯૫૭ ના માઘ માસ પુનમે પાટણમા આચાર્ય પદવી થઈ હતી તે વખતે મારા ગુરૂ સાથે હુ હાજર હતો અને આપની આચાર્ય પદવીમા ભાગ લીધો હતો. આપના સઘાડામા પ્રવર્તક શ્રીકાતિવિજયજી જેવા બાહોશ ગભીર ઉદાર મતવાદી પ્રવર્તક છે. શ્રીમાન્ હંસવિજયજી મહારાજે સર્વ દેશમાં વિહાર કર્યો છે. ઉપાધ્યાય શ્રી વીરવિજયજી મહારાજ શાન્ત, વૈરાગી અને ઉત્તમ ગવૈયા હતા, શ્રીમાન્ વલ્લભવિજયજીએ પંજાબ, મારવાડ, ગુજરાત, કાઠિયાવાડમા વિહાર કરીને સર્વત્ર ઉપદેશ આપ્યો છે, પંજાબમાં તે વલ્લભવાઘતરીકે પ્રસિદ્ધ છે, પન્ન્યાસ દાન વિજયજી, મુનિશ્રી પ્રેમવિજયજી, મુનિશ્રી રામવિજયજી, પં. લલિતવિજયજી વગેરે વિદ્વાન્ સાધુઓથી જૈનકોમને ધાર્મિક લાભ થયા કરે છે, વ્યાખ્યાનવાચસ્પતિ શ્રીમાન્ લબ્ધિવિજયજી જેવા જાહેર વક્તાની નસોનસમા ધર્માભિમાન ઉછળી રહ્યું છે, તમારા સઘાડાના સાધુઓને ખ્રીસ્તિયો વગેરે અન્યદર્શની ગુરૂઓની સાથે ઘણા ચર્ચાના પ્રસગો પડે છે તેથી વાદવિવાદમાં ચર્ચામાં તમારો સઘાડો મુખ્ય ભાગ ભજવે છે, તેથી આવા પુસ્તક લખવાનુ કાર્ય તમારૂ છે, તેથી તમારે કરવુ જોઈએ છતાં મારા જેવાએ આ કાર્યમા કઈક ભાગ આપ્યો છે, તમારા ગુણોથી રંજિત થઈને તમને અર્પણપત્રિકા આપુ છુ તે સ્વીકારશો અને વર્તમાનમાં સર્વસ્વાન્યગચ્છ સંઘાડાઓના સાધુઓના ઐકયબલના સગઠનમાં મોટો ભાગ લેઈને ખ્રીસ્તિયોના પાદરીઓની પેઠે જૈનધર્મપ્રચાર કાર્યને આગળ પ્રચારશો. એમ પ્રાર્થું છું.

લે૦ તમારો ગુણાનુરાગી બુદ્ધિસાગર.
મુ. પેથાપુર આસોવદિ ૫.

# ધન્યવાદ.

આ ગ્રન્થ છપાવવા માટે નીચે જણાવેલ બન્ધુઓએ સહાય આપી છે, તેમની નોંધ ધન્યવાદ પૂર્વક લેવામાં આવે છે. અધ્યાત્મજ્ઞાનના અને જૈનતત્ત્વજ્ઞાનની ખૂબીના ગ્રંથો સમાજમાં ફેલાવવાની ખાસ જરૂર છે અને તેની જરૂરીયાત શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ, સ્વબંધુઓની સહાયથી કેટલેક અંશે પૂરીપાડે છે. આ ગ્રન્થ છાપવામાં અને છપાવવામાં જે ભાઈઓએ દ્રવ્યની સહાય આપી છે, તેઓને ધન્યવાદ આપવામાં આવે છે અને ભવિષ્યમાં મંડળના ગ્રન્થો છપાવવામાં સહાય કરશે એમ ઇચ્છાય છે.

૫૦૦) ઝવેરી મોહનલાલ હેમચંદ હા. તેમના સુપુત્ર મણિલાલ ભાઇ અમદાવાદ.

૧૫૦) શેઠ. છત્રભાણુજી રૂપાજી હા. શેઠ નાહલચંદ ફતેહચંદ પેથાપુર.

૧૨૫) પ્રાતીજના શ્રીજૈન સંઘ સમસ્ત હા શેઠ કેશવલાલ ત્રીકમદાસ. પ્રાતીજ.

૧૦૦) શા. બબલભાઈ ઘેહલાભાઇ લોદરા.

૨૫) શા. મંગળદાસ નથુભાઈ. વિજાપુર.

૯૦૦)

ઉપરની વીગતે આ ગ્રંથ છપાવવામાં મદદ મળી છે જે માટે સહાય કરનાર બંધુઓનો અંતઃકરણ પૂર્વક આભાર માનવામાં આવે છે અને ભવિષ્યમા તેઓ સહાયક બનો એમ ઇચ્છવામાં આવે છે.

ૐ શ્રી ગુરુશાંતિઃ

વિ સંવત્ ૧૯૮૦ આશો શુકલ પૂર્ણિમા

સદ્ગુરૂ ચરણોપાસક.
વકીલ મોહનલાલ હિમચંદ. પાદરા
આત્મારામ ખેમચંદ કાપડીઆ. સાણંદ.
શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારકમંડળ તરફથી.

# જૈન ધર્મ અને ખ્રીસ્તી ધર્મનો મુકાબલો.
## જૈનખ્રીસ્તી સંવાદ.

## પ્રસ્તાવના.

---

વિ. સં૦ ૧૯૫૭ની સાલનું ચોમાસું સુરતમા કરવામા આવ્યું, તે વખતે શેઠ. નેમુભાઈ મેળાપચંદની વાડીમા પન્ન્યાસ સિદ્ધિવિજયજી, પન્ન્યાસ ચતુરવિજયજી વગેરે પન્નર સાધુઓનું ચોમાસુ હતુ અને નેમુભાઇની વાડીના ઉપાશ્રયની લગોલગ શ્રાવક ખેમચંદભાઈની વાડીના ઉપાશ્રયમાં અમારા ગુરૂશ્રી સુખ સાગરજીમહારાજનુ તથા શ્રી ન્યાયસાગરજી તથા અમારૂ ચોમાસું હતુ. ગોપીપુરામાં શ્રી મોહનલાલજીમહારાજનુ પંદર સાધુઓ સહિત ચોમાસું હતું. શ્રી સિદ્ધિવિજયજી મહારાજે તે વખતે પં. મહારાજ ચતુરવિજયજી પાસે પન્ન્યાસ પદવી અંગી-કાર કરી હતી. શ્રી મોહનલાલજી મહારાજના શિષ્ય હરખમુનિ પણ પન્યાસ પદવીના જોગ તેમના ગુરૂભાઇ પાસે વહેતા હતા. અમારી સાથે પન્ન્યાસ શ્રી ચતુરવિજયજી તથા પન્યાસ સિદ્ધિ-વિજયજીના સાધુઓનો પરસ્પર ઘણો મૈત્રીસબંધ હતો. શ્રી સિદ્ધિવિજયજી પન્ન્યાસનો વિજાપુર વિદ્યાશાળામા વિ. સ. ૧૯૪૮મા અમારી ગ્રહસ્થદશામાં પરિચય થયો હતો, પશ્ચાત્ મેસાણામા વિ. સ. ૧૯૫૪ મા વિશેષ પરિચય થયો હતો. વિ સં. ૧૯૫૪ની સાલમાં પાટણમાં શ્રી મોહનલાલજીમહારાજનો અમારી ગ્રહસ્થદશામા અમને પરિચય થયો અને તેથી શ્રી મોહનલાલજીમહારાજસાથે પણ પૂર્વથી ધર્મસ્નેહ સંબધ ચાલ્યો આવતો હતો. શ્રી મોહનલાલજીમહારાજના ઉપાશ્રયમાં તેમને મળવા માટે અમારે ઘણી વખત જવાનું થતું હતુ. અને તેથી તેમના સાધુઓ સાથે ધર્મશાસ્ત્રોની ચર્ચાઓ થતી. શ્રી જશમુનિના વિદ્વાન શિષ્ય શ્રી પ્રતાપમુનિની સાથે અમારો

ગાઢ મૈત્રી સંબંધ થયો, અને પન્યાસ સિદ્ધિવિજયજીના શિષ્ય શ્રી વિનયવિજયજીતો અમારા ખાસ મિત્ર બની ગયા, અને શ્રી વૃદ્ધિચંદજીના શિષ્ય શ્રી દુર્લભવિજયજી ખાસ અમારા મિત્ર બની ગયા. ચોમાસામાં તે વખતમા એક જૈમલ નામનો ખ્રિસ્તી આવ્યો તે ચૌટામા જૈન ધર્મનું ખંડન કરવા લાગ્યો તથા તેણે ખ્રિસ્તી ધર્મ અને જૈનધર્મનો મુકાબલો નામનું પુસ્તક રચ્યું હતું, તે પુસ્તકને તેણે જૈનોમા વહેચ્યું તેથી જૈનકોમમા મોટો ખળભળાટ થઇ રહ્યો. ખ્રિસ્તી જૈમલ એક વખત શ્રી ઝવેરસાગરજી મહારાજની સાથે સાધુ તરીકે રહ્યો હતો અને પછીથી શ્રી મોહનલાલજી મહારાજની પાસે સાધુ થયો હતો, પશ્ચાત્ તે જુદો પડી ગયો હતો. બાવાની જાતના ઓલાદનો તે મૂળ હતો એમ સંભવ છે. સાધુનું વ્રત પાળવામા તે અશક્ત નીકળ્યો અને તે પાદરીઓના સંગમાં ગયો રાજકોટ ભાવનગરમા તેના વિચારો નાસ્તિક થઇ ગયા અને તે ખ્રિસ્તી બની ગયો. જૈનસાધુપણામા પણ તેણે જૈનતત્ત્વજ્ઞાનનો સારી રીતે અભ્યાસ કર્યો ન હતો. અમારો તે વખતે ન્યાયશાસ્ત્રનો અભ્યાસ હતો. મુક્તાવલી ઉપર દીનકરીનું પઠન ચાલતુ હતુ. સાધુઓમાં અને શ્રાવકોમાં તે વખતે જૈમલના બનાવેલા પુસ્તક સંબંધી ઘણી ચર્ચા ચાલી રહી હતી, પણ અમારાથી મોટા પન્યાસ વગેરે સાધુઓએ તે પુસ્તકનો ઉત્તર આપવાનો વિચાર કર્યો ન જણાયાથી અમોએ દશ દિવસમાં આ પુસ્તક લખી દીધુ, અને જૈમલે જે જે કુતર્કો કર્યા હતા, તેનો જૈનશાસ્ત્રના આધારે ઉત્તરો લખ્યા, અને તેની લખેલી નોટબુક મે શ્રી મોહનલાલજી મહારાજને વાચી બતાવી, તેથી તે ઘણા ખુશ થયા અને ઝવેરી શેઠ નગીનદાસ કપુરચંદને હુકમ કર્યો કે મુનિશ્રી બુદ્ધિસાગરજીના પંડિતનો પગાર જેટલા મહીના સુધી તેઓ ફરમાવે તેટલા સુધી આપવો. રાજ્યકર્ત્રી ખ્રિસ્તી પ્રજાના ધર્મપુસ્તક બાયબલ સંબંધી ચર્ચાવાળું પુસ્તક છપાવવામાં અમારા ગુરૂએ ભવિષ્યમા ખટપટ ઉભી થાય તે કારણથી

મારૂં નામ તે વખતે જાહેર પાડવા ના કહ્યુ, તેથી અમે ઝવેરી ધર્મચંદ ઉદયચંદના સુપુત્ર ઝવેરી જીવણચંદ ધર્મચંદને ઉપદેશ કર્યો, અને તેમણે જૈનફ્રેન્ડલી સોસાયટી સ્થાપી અને તે તરફથી પુસ્તક બહાર પાડ્યું. વિ. સ. ૧૯૫૮ની સાલમા છપાવી પ્રસિદ્ધ કર્યું સર્વપુસ્તકોમા અમોએ આ પહેલુ પુસ્તક રચ્યું જૈન-ધર્મને ખ્રીસ્તી ધર્મના મુકાબલાનું અમારૂ રચેલું પુસ્તક જૈન-કોમમાં સારીરીતે વચાવા લાગ્યું અને જઈમલ પદમીંગ ખ્રીસ્તિએ પણ તે પુસ્તક વાંચ્યું, પણ પાછળથી તેણે તેનો ઉત્તર આપ્યો નથી જૈનધર્મ અને ખ્રીસ્તી ધર્મના મુકાબલા નામના પુસ્તકની બધી નકલો ખપી ગઇ અને સાત આઠ વર-સથી ઘણા જૈનો તે પુસ્તકની માગણી કરતા હતા. બ્યાવરના કેટલાક ભાવનગરી જૈનોને ખ્રિસ્તીઓની સાથે ચર્ચા સંબધે આ પુસ્તકની ઘણી જરૂર પડી હતી અને તેની એક એક નકલની તેમણે પાચ રૂપીએ માગણી કરી. વિજાપુરના જ્ઞાનભંડારમાં એક નકલ રહી હતી, તેથી પાદરાના વકીલ મોહનલાલભાઈ હેમચંદ-ભાઇને અધ્યાત્મજ્ઞાનપ્રસારકમંડળ તરફથી દ્વિતીયાવૃત્તિ છપાવવાની જરૂર જણાઈ પ્રાંતિજમા તે વખતમા અમોએ વિ. સં. ૧૯૮૦ ના માઘમાસમા માસકલ્પ કર્યો હતો, પ્રાંતિજના રહીશ શા. શાન્તિલાલ મગનલાલની પાસેથી એક ચોપડી મળી આવી અને તે ચોપડી છપાવવામાટે પ્રેસમા આપી, ને જૈનધર્મને ખ્રિસ્તી ધર્મના મુકાબલાનુ પુસ્તક છપાવતા તે પુસ્તકમા કેટલાક સુધારા વધારા કરવામા આવ્યા છે. તે અસલના પુસ્તકની સાથે મુકાબલો કરીને વાચતાં તેમા કરેલો સુધારો વધારો વાચકોને સહેજે જણાઇ આવશે. આ પુસ્તકમા જઈમલ ખ્રીસ્તીના પ્રશ્નોનો ઉત્તર આપતાં જે કંઈ જીનાજ્ઞા વિરૂદ્ધ લખાયું હોય, જૈનશાસ્ત્રોથી વિરૂદ્ધ લખાયુ હોય તેની ચતુર્વિધસંઘની આગળ માફી માગુ છુ. મંડનશૈલીથી ઘણાં ખંડન પુસ્તક મે લખેલાં છે, પણ અન્ય પાદરીઓ વગેરે જ્યારે ખંડન શૈલીના શાસ્ત્રથી જૈનશાસ્ત્રોપર હુમલો કરે છે, ત્યારે અમારે ના છુટકે સભ્યતા અને વિવેકની

હદમાં રહીને તેઓએ તે કરેલા હુમલાનો ઉત્તર આપવો પડે છે, અને જો એવો ઉત્તર ના આપવામા આવે તો અમારી નામરદાઈ ગણાય અને જૈનોને પણ જૈનધર્મ ઉપર શંકા આવે, તેથી ઉત્તર આપવો એ અમારી ફરજ આવશ્યક લાગી, તેથી અમોએ ખ્રીસ્તી જયમલના કુતર્કોનો ઉત્તર આપેલો છે. ખ્રીસ્તીઓના બાયબલમા જે કાંઈ નીતિના માર્ગવાળુ છે અને રાગદ્વેષનો નાશ કરવાવાળું તત્વ છે, તેની સાથે અમારે સહકાર છે, પણ તેમણે અમારા ધર્મશાસ્ત્રોનું ખંડન કર્યું હોય, તેનો તો અમારે ઉત્તર આપવો જોઈએ, તેમા અમારી તરફથી કઇ પણ પહેલું આક્રમણ થયુ નથી તે વાંચકો સહેજે સમજી શકશે. વિ. સ. ૧૯૮૦ ના પોસસુદિ ૬ ના રોજ અમે પ્રાંતિજ ગયા, પ્રાંતિજના સંઘનો વિ. સ. ૧૯૭૯નુ ચોમાસુ ત્યાજ કરાવવા ઘણોજ આગ્રહ થયો હતો, તેથી ચોમાસા બાદ ત્યા ઉપદેશ આપવા જવાની જરૂર પડી હતી અમારૂ શરીર નરમ હોવાથી પ્રાંતિજના સઘે પન્ન્યાસ અજીતસાગરગણીને પ્રાંતિજમા આચાર્યપદવી આપવામાટે અમને આગ્રહ કર્યો. વિ સ. ૧૯૮૦ ના માઘ સુદિ ૧૦ના દિવસે આચાર્ય પદવી આપવાનું મુહુર્ત આવ્યુ. ગુજરાત વગેરે સર્વદેશોમા પ્રાંતિજના સઘે સૂરિપદપ્રદાનમહોત્સવની આમંત્રણપત્રિકા મોકલી, આઠ દિવસથી અઠાઇ મહોત્સવ શરૂ થઈ ગયો. સાત આઠ હજાર શ્રાવકોનો જૈન સઘ ભેગો થયો, અને મહાસુદિ દશમના સાડા અગિયાર વાગે અમોએ પન્ન્યાસ અજીતસાગર ગણીને આચાર્ય પદવી આપી. પશ્ચાત્ ફાગણ માસ પણ ત્યા રહેવાનું થયું. શેઠ કેશવલાલ ત્રીકમલાલ. બલાખીદાસ હાથીભાઈ. ડાક્ટર માધવલાલ નાગરદાસ શા વાડીલાલ ડુંગરસી. તલાટી જીવરામભાઇ. તથા મંગુભાઇ તથા શા શામળદાસ તુળજારામ, જીવરામ કોઠારી ચમનલાલ ડાહ્યાભાઇ, કેશવલાલ, તથા છોટાલાલ ભાઉ. તથા વિજાપુરવાળા શેઠ કચરાભાઇ તથા ચુનીલાલભાઇ વિગેરે ત્યાંના શ્રાવ-

કોએ સેવા ભક્તિમાં કઇ બાકી રાખ્યું નથી, શા. રતિલાલ કેશવલાલે અમોએ ખોલાવેલી અંત્યજશાળાના કારભારનુ કામ ઉપાડી લીધુ હતુ, તથા પુસ્તક પ્રુફ સુધારવામા પણ અમને મદદ કરતા હતા. શા રતિલાલ કેશવલાલ તથા શા, અંબાલાલ દલસુખ તથા શા. વાડીલાલ લલ્લુભાઇ વગેરેએ અમારી પાસે જીવવિચાર, નવતત્ત્વ અને દંડક વગેરેનો અભ્યાસ શરૂ કર્યો, તથા નવપદની પૂજાના અર્થ એમને ધરાવ્યા. પ્રાંતિજમાં સવાર સાંજે અમો ઠલ્લે જતા હતા ત્યા સ્ટેશનપાસે રાજકોટમાં પાદરીતરીકે વખણાયેલા પાદરી મહાશય સ્ટીવનસન સાહેબ અને મીસીસ સ્ટીવનસનની મુલાકાત થઇ પાદરી સાહેબ માયાળુ હતા અને અન્યલોકોને ખ્રીસ્તી કરવામાં ઘણા પુરૂષાર્થી જણાયા. તેમની પત્ની મીસીસ સ્ટીવનસને એમ. એ સુધી અભ્યાસ કર્યો છે, તેમણે રાજકોટમાં માસ્તર પોપટલાલ કેવળચંદની પાસે જૈનધર્મનો અભ્યાસ કર્યો હતો અને તેમણે ઇગ્લીશમા જૈનધર્મ સબંધી બે પુસ્તક લખ્યાં છે. પાદરી સાહેબને સરનામુ પુછી અમોએ મુંબઇથી બે પુસ્તક મંગાવ્યા અને તે વચાવીને તેનો સાર જાણ્યો. મીસીસ સ્ટીવનનસન એટલા બધાં હોશિયાર ગણાય છે કે તેમની પાસે હિંદુ પણ પાછળથી ખ્રિસ્તી બનેલા બે વિદ્યાર્થીઓ ત્યાં અભ્યાસ કરવા આવેલા હતા તે બે વિદ્યાર્થીઓ અમારી સાથે જૈનધર્મ સંબંધી ચર્ચામા પરાજીત થયા, કારણ કે તે બે વિદ્યાર્થીઓએ જૈનશાસ્ત્રોનો ગુરૂગમ પૂર્વક અભ્યાસ કર્યો નહતો. મીસીસ સ્ટીવનસને એક પુસ્તકમા જૈનધર્મનુ ખંડન લખ્યુ હતું. અમોએ તે બીજા પાસે વચાવ્યુ અને તેનો સાર જાણ્યો અને તે સંબંધી ચર્ચા કરવામાટે મીસીસ સ્ટીવનસનને અમો તેમના બંગલે મળ્યા, પણ તેણીએ અમારી સાથે ચર્ચા કરવાનો ના પાડી, તેથી તેમણે જૈનધર્મના કરેલા આક્ષેપોના આક્રમણનો ઉત્તર આપવા માટે અમને જરૂર પડી, અને અમોએ જૈન ખ્રિસ્તી સંવાદ તરીકે તેઓના આક્ષેપોનો ઉત્તર પ્રશ્નોત્તરમાં ગોઠવીને આપ્યો છે. સ્ટેશન પાસેના બંગલામાં હિંદુ, ખ્રિસ્તી તરીકે થએલ એક બ્રાહ્મણ પૂજારી તરીકે

હતો, તેમને અમે મળતા તથા જેઠાલાલ ખ્રિસ્તી અને લાજરસ ખ્રિસ્તીને મળતા. લાજરસ ખ્રિસ્તી પાદરીનું કામ કરતા હતા પણ તે ઘણા કટ્ટા ખ્રિસ્તી ધર્મના અભિમાની હતા. અમારી સાથે ખ્રિસ્તીધર્મ સંબંધી ચર્ચા કરવામાં ઘણા ખીજવાઈ જતા હતા, પણ તેમનામા તર્કબુદ્ધિ નહોતી. તેમના મહેલ્લામા હું જતો અને માંસ ભક્ષણ નહી કરવું એવો જ્યારે ઉપદેશ આપતો હતો તથા હિંદુધર્મ મૂકીને ખ્રિસ્તી થઈ જવાની કઇ જરૂર નથી એવું જ્યારે દલીલો પૂર્વક સમજાવતો હતો, ત્યારે લાજરસને એમ લાગતુ હતું કે જો આ જૈનાચાર્યના સબધમાં હિદી ખ્રિસ્તીઓ આવશે તો ખરેખર તે પાછા હિદુ થઈ જશે. એમ તેને પાકો વહેમ પેઠો હતો, તેથી તે મારા સમાગમમા હિદી ખ્રિસ્તીઓ ન આવે એવી પ્રવૃત્તિ ધરાવતો હતો ખ્રિસ્તી દેવલમાં ત્યા રવિવારના દિવસે પાદરી અને હિંદી ખ્રિસ્તીઓ ભેગા મળીને પ્રાર્થના કરતા. તે જોવાને હુ ત્રણ ચાર વખત ગયો હતો. પાદરી સ્ટીવનસન સાહેબના આગ્રહથી તેમની પ્રાર્થના વખતે હુ તેમનાથી દૂર તેમની પ્રાર્થના જોવા બેઠો હતો. પાદરી સ્ટીવનસન સાહેબની પ્રભુમા શ્રદ્ધા હતી અને તે જગતકર્તા ઈશ્વરની દૃષ્ટિએ પ્રભુ પ્રાર્થના કરીને પશ્ચાત્તાપ કરતા હતા. ખ્રિસ્તી પાદરીઓની અન્ય લોક હિદુ વગેરેને ખ્રીસ્તી બનાવવાની મહેનતથી હું અજબ થયો. હજારો માઇલથી હિદુસ્થાનમા આવવું અને અહીં આવી હિદુઓને ખ્રીસ્તી બનાવવા અને તે માટે સર્વ ઉપાયો લેવા, ખ્રીસ્તીધર્મનો જુસ્સો અને ખ્રીસ્તીધર્મની ધર્માધતા અને યુક્તિ પ્રયુક્તિથી હિંદુઓને ખ્રીસ્તી બનાવવાની કળાઓ, મારા દેખવામા આવી અને તેથી અમને લાગ્યુ કે ખ્રીસ્તી પાદરીઓની કામ કરવાની શકિત આગળ હિંદુધર્મના શકરાચાર્યો, સન્યાસીયો, સાધુઓ, બાવાઓ, જૈન સાધુઓ અલ્પ પુરૂષાર્થી જણાયા. મીસીસ સ્ટીવનસને જૈનધર્મના કેટલાક વિચારોનુ તેણે કુયુક્તિથી ખંડન કર્યું છે. તેથી અમારે તેનો સાચો જવાબ આપવાની જરૂર અને તેથી જૈન ખ્રીસ્તી સંવાદ પુસ્તક રચ્યુ પ્રાંતીજના

સંઘે તે પુસ્તક પોતાના ગામમાં રચાયું તેથી તે છપાવવામાં રૂ ૧૨૫) ની મદદ કરી છે. હિંદદેશની સ્વરાજ્ય લડતના નાયક લાલાલાજપતરાયે "ભારતકા ઇતિહાસ" નામનુ પુસ્તક બનાવ્યું છે તેમાં તેમણે જૈનધર્મ સંબંધી સાત આક્ષેપ કરેલા છે એ સાત આક્ષેપના ઉત્તર આપવામાટે અમોએ પ્રાતીજમાં ફાગણ માસમા લાલાલજપતરાય અને જૈનધર્મ એ નામનુ પુસ્તક રચ્યુ અને તે છપાવી બહાર પાડયું છે. લાલાલાજપતરાય જેવા દેશનેતાએ જ્યારે જૈનધર્મ સંબંધી પહેલો હુમલો કર્યો ત્યારે જ તેનો જવાબ આપવા માટે સામું પુસ્તક લખવુ પડયું આ પ્રમાણે ખડન શૈલીમા કામ કરવાનેમાટે અપવાદ કારણે પ્રવૃત્તિ કરવી પડી અને એવી પ્રવૃત્તિ સર્વ ધર્મવાળા કરે છે. મહાત્મા ગાધી પણ પોતાના જાહેર પત્રોમા–ગ્રન્થોમા એવી ખડન શૈલીની પ્રવૃત્તિ સેવે છે અને તેમણે વિ સં. ૧૯૮૦ ના ચૈતરમાસના નવજીવનના અંકમા આર્યસામાજીઓના સત્યાર્થપ્રકાશસંબધી લખી જણાવ્યુ હતુ કે સત્યાર્થપ્રકાશમા કશું આશા રાખવા જેવુ નથી સામાઓનો આક્રમણનો જવાબ આપવા માટે ખડન શૈલીની જરૂર પડે છે અને એવી પ્રવૃત્તિ રાજકીય, વ્યાપારિક, ધાર્મિક વગેરે સર્વ બાબતોમા અનાદિકાળથી ચાલી રહી છે. સભ્યતા અને વિવેકની હદમા રહીને જ્ઞાનપૂર્વક અમોએ "જૈન ખ્રીસ્તી સંવાદ" લખેલો છે. તે વાચકો વાચશે એટલે સહેજ તેઓને તે વાત સમજાશે. ખ્રીસ્તીઓ પોતાના ધર્મનું મડન કરવા માટે અને અન્યધર્મનુ ખડન કરવામાટે જૈનધર્મ અને હિંદુધર્મ વિરૂદ્ધ અનેક પુસ્તકો છપાવે છે. અમારા જૈનોને ખ્રીસ્તી ધર્મીઓએ કરેલા જૈનધર્મના ખંડનની ખરાબ અસર ન થાય તેમાટે અમોએ આ પુસ્તક લખ્યુ છે, અને તેથી તેમાં પ્રથમ ખ્રીસ્તી પાદરીઓએજ પહેલો હુમલો શરૂ કર્યો છે તેથી તે બાબતનો દોષ તેમના ઉપરજ રહે છે. આ દેશમા ખ્રીસ્તી પાદરીઓએ લાખો હિંદુઓને ખ્રીસ્તીઓ બનાવ્યા છે અને બનાવે છે અને તે માટે તેઓ લાખો પૌડનુ ફડ એકઠુ કરવા લાગ્યા છે.

અને તેમણે આખા હિંદુસ્થાનમાં ઘણે ઠેકાણે ગામેગામ હિંદુઓને ખ્રીસ્તી બનાવવા માટે મીશનો ખોલ્યાં છે. મુસલમાનો પણ હવે ઘણા જુસ્સાથી હિંદુઓને મુસલમાનો બનાવવા માટે અનેક ઉપાયો રચવા લાગ્યા છે. તે આલાર્મ બેલ અથવા ભયનો ઘંટ ' નામનું ૪૩ પાનાનું પુસ્તક હિંદુમહાસભા વડોદરા તરફથી પ્રકાશિત થયું છે તે વાચવાથી જણાશે. મુસલમાનો કરતાં ખ્રિસ્તી પાદરીઓ, શાન્ત દાવપેચ યુક્તિથી હિંદુઓને ખ્રીસ્તી બનાવવાનુ કામ લે છે. ખ્રીસ્તી પાદરીઓ આખા હિંદને ખ્રીસ્તી બનાવવા મથે છે અને મુસલમાનો, સર્વ હિંદુઓને મુસલમાન બનાવવા ઇચ્છે છે. બંને પોતપોતાના કામમા ભગીરથ પ્રયત્ન કરી રહ્યા છે તેથી જૈનોએ હવે ખાસ જાગીને સાવધાન થવુ જોઈએ અને હિંદુઓએ પણ ખાસ જાગ્રત્ થવું જોઇએ. સ્વામિ શ્રદ્ધાનંદ જેવા આર્યસમાજીઓ તથા કેટલાક હિંદુઓ હવે જાગ્યા છે અને હિંદુઓને મુસલમાન તથા ખ્રિસ્તીઓ થતા અટકાવવા લાગ્યા છે. સ્વામી શ્રદ્ધાનંદ વગેરે આર્ય સમાજીઓ વટલાઈ ગયેલા કે જે હિંદુઓ, મુસલમાન થઈ ગયેલા છે તેઓને પાછા હિંદુધર્મમાં લાવવા માટે તેઓને સમજાવી તેઓની શુદ્ધિ કરે છે, અને તેથી મુસલમાનને હિંદુ એ બે કોમમા તકરારો વધવા લાગી છે અને ગુલબર્ગ વિગેરે ઠેકાણે હિંદુ મુસલમાન ઝઘડા શરૂ થઈ ગયા છે. હિંદુઓ એમ વિચારવા લાગ્યા છે કે જો પાછા વટલાઇ ગયેલા હિંદુઓને હિંદુ નહીં કરવામ આવે તો દુનિયાના પટ્ટ ઉપર હિંદુઓનું નામ નિશાન રહેશે નહી, તેથી હવે તેઓ ચેતી ગયેલા છે. અમો અમારા મત પ્રમાણે અન્યાય જોર જૂલમથી ફક્ત મુસલમાનો અને હિંદુએ આવી સ્વધર્મી વધારવાની ઘેલછા કરે છે તે હિંદને હાનિ કરે છે, એમ માનીએ છીએ, દિલ્હીમા મહાત્મા ગાંધીએ બન્ને કોમના સપ માટે એકવીશ ઉપવાસ કર્યા છે તેથી બન્ને કોમના આગેવાનોએ ભેગા મળી યોગ્ય સપના કાયદા ઘડયા છે. તે પ્રમાણે બન્ને કોમ અને ખ્રીસ્તિયો વર્તે તો તેથી હિંદમા શાંતિ

સંપ રહી શકે. જૈન શાસ્ત્રોમા પણ જે જૈનો વટલાઈ ગયેલા હોય તેઓને પાયશ્ચિત્ત આપીને પાછા જૈન બનાવવાની આજ્ઞા આપેલી છે. તથા અન્ય ધર્મીઓ કે જે મુસલમાન હોય ખ્રિસ્તી વગેરે હોય તેઓમાના એકને પણ જૈનધર્મી બનાવવામાં શાસ્ત્રકારોએ ચૌદરાજલોકના જીવોને અભયદાન આપવાથી જેટલુ ફળ થાય તટલુંજ ફળ દર્શાવ્યું છે મિથ્યાત્વીઓને જૈનધર્મી બનાવવામા અનેકતીર્થોની યાત્રાનુ ફળ થાય છે એમ જૈનશાસ્રો, ઘટાનાદ કરીને જણાવે છે. માટે હવે જૈનોએ જૈનધર્મમાથી અન્યધર્મમાં ગયેલાઓને તથા અન્ય ધર્મીઓને તન મન ધનથી જૈનધર્મી બનાવવા માટે ન્યાયથી પુરૂષાર્થ કરવો જોઇએ. પાચમાઆરામાં બોલે તેના બોર વેચાય છે. ચડસા ચડસી અને સ્પર્ધાસ્પર્ધી અને ધાર્મિક જુસ્સાના જમાનામા જૈનો જો ચેતશે નહીં તો તેઓનું જગતમાં નામ નિશાન પણ રહેશે નહીં જૈનોએ હવે ઠેકાણે ઠેકાણે જૈન પાઠશાળાઓ ખોલવી જોઈએ અને બાલકોને અને વિધવાઓને મદદ કરવી જોઇએ. અને ખ્રીસ્તીઓની ખાનગી સ્કુલોમા બાળકોને નહીં મૂકવાં જોઇએ. મીસનસ્કુલોમા જૈન બાળકોને ભણવા મોકલવાથી તેઓ પર ખ્રીસ્તી ધર્મની અસર થઇ જાય છે અને તેથી તેઓ શસથી નાસ્તિક બની જાય છે માટે જૈનોએ પોતાના બાળકોને પાઠશાળામાં મોકલવા અને ગુરૂઓ પાસે અભ્યાસ કરવા મોકલવાં તથા તેઓને ઘેર હરરોજ જૈનધર્મનોજ બોધ આપ્યા કરવો. ખ્રીસ્તી પાદરીઓ વગેરેના હુમલાઓનો જવાબ ન આપવો તે તો તમોગુણી નિર્વીર્ય શાન્તતા છે અને તેમાં કાયરતા તથા નામર્દાઇપણુ તથા ભીરૂપણુ છે. સત્યનો પ્રચાર કરવામાટે નિર્ભય થઇ સત્ય કહેવુંજ જોઇએ, અને દુખ પડે તે સહેવાંજ જોઇએ. તે વિના આત્મબળ ખીલવાનું નથી અને પશુબળનો નાશ થવાનો નથી. જૈનશાસ્ત્રોના આધારે અમોએ જે સત્ય લાગ્યું તે જણાવ્યું છે. ઈશ્વર અને ધર્મની બાબતમાં

તથા આચારની બાબતમાં અમારા વિચાર અમોએ જણાવ્યા છે. અમને ખ્રીસ્તીઓ ઉપર વૈર નથી, દ્વેષ નથી. ફક્ત ધાર્મિક વિચારો સબંધી અમારા વિચારો અમોએ જણાવ્યા છે ઇશુક્રાઇસ્ટના જે કઇ નીતિના વિચારો છે તેને અમો નીતિની દૃષ્ટિએ સત્ય માનીએ છીએ, પણ બાયબલના જે વિચારો અમોને સત્ય જણાયા નથી તેનો દલીલો પૂર્વક અમોએ ઉત્તર આપ્યો છે. ખ્રીસ્તી ધર્મના સર્વવિચારોમા અને સર્વ આચારોમા સર્વથા સત્યતા નથી. ખ્રીસ્તી ધર્મ કરતાં હિંદુ ધર્મના આચારો વિચારોમાં વિશેષ સત્યતા છે. બંને ધર્મોના ધર્મ શાસ્ત્રોનો અભ્યાસ અમોએ કરેલો છે તેથી ઉપર પ્રમાણે જણાવીએ છીએ. ઇગ્લાંડ ફ્રાન્સ વિગેરે દેશોમા કેટલાક યુરોપીયનો સ્વતંત્ર વિચારના થઇ ગયા છે, તેઓ બાયબલની સર્વ વાતોને હવે સત્ય માનતા નથી. **बाबा वाक्यं प्रमाण** કરવાનો જમાનો હવે વહી ગયો છે. હવે સર્વધર્મ શાસ્ત્રોની બધી વાતની કસોટી થાય છે. રોમન કૅથોલીક, પોપ ગુરૂઓ કે જે મરતાઓને પ્રભુના નામની ચીઠ્ઠીઓ આપે છે અને તેમા જણાવે છે કે હે પ્રભુ!! તારા વિશ્વાસે આ ભક્તોએ અમને ધન ગાડી ઘોડા આપ્યા છે, માટે તું તેમને સ્વર્ગમા એનાથી ઘણા પાછા આપજે એમ કહીને ચીઠ્ઠીઓ આપે છે, અને મરેલા માણસોની કબરમા તે ચીઠ્ઠીઓ દાટવામા આવે છે. પોપોના ધર્મશાસ્ત્રોના એવા વિચારની સામે ખ્રિસ્તી પાદરી લ્યુથર થયો અને તેણે ખ્રીસ્તીધર્મ શાસ્ત્રોમા ઘણું પોકળ જણાવ્યું અને તેણે પ્રૉટેસ્ટંટ પંથ નવો ઉભો કર્યો. મહાત્મા ગાંધી પણ ખ્રીસ્તીધર્મ અને બાયબલ **ધર્મ શાસ્ત્રની સમાલોચના નીચે પ્રમાણે કરે છે.** "અનેક ખ્રિસ્તી મિત્રોએ અતિશય માયા બતાવીને અમેરિકા, ઇગ્લંડ અને હિંદુસ્તાનમાંથી મને પુસ્તકો મોકલેલાં. મારે કબુલ કરવું જોઇએ કે આમા તેમની ભલમનસાઇ હતી પણ તેમણે મોકલેલાં ઘણા પુસ્તકોની હું કદર ન કરી શકયો. તેમણે મોકલેલા

પુસ્તકોનેવિષે તેઓ રાજીથાય એવુ હું કંઈ લખીશકુંતો કેવું સારૂં ? એમ મનમા થાય છે પણ મારા મનમા ન હોય છતાં તેવું લખુ તો તે ગેરવાજબી અને જૂઠું કહેવાય. ખ્રિસ્તીધર્મ વિષેનાં સનાતની ખ્રિસ્તીઓએ લખેલાં પુસ્તકોથી મને સંતોષ નથી થયો. ઇશુખ્રિસ્તના જીવનચરિત્ર માટે તો મને અતિશય આદર છે, તેમનો નીતિબોધ તેમનુ વ્યવહારજ્ઞાન તેમનુ બલીદાન એ સૌને માટે તેમના તરફ પૂજ્યભાવ થયા વિના રહેતો નથી, પણ ખ્રિસ્તીધર્મ પુસ્તકમા ઉપદેશવામા આવ્યુ છે કે ઈશુ ઈશ્વરના અવતાર હતા અથવા છે અથવા તો તે ઇશ્વરના એકજ પુત્ર હતા અથવા છે તે હુ સ્વીકારતો નથી. બીજાનું પુણ્ય ભોગવવાનો સિદ્ધાંત હુ નથી સ્વીકારતો. ઇશુનુ બલીદાન એક નમુનો છે અને આપણુને સૌને આદર્શ રૂપ છે, આપણે સૌને મોક્ષને માટે ક્રૉસપર ચઢવાનુ છે એટલે તપશ્ચર્યા કરવાની છે. બાઇબલના શબ્દો. પુત્ર પિતા અને પવિત્ર આત્માનો કેવળ વાચ્યાર્થ કરવાની હુ નાપાડું છું એ બધાં રૂપકો છે, તેમજ ગિરિશિખરના ઉપદેશ ઉપર જે મર્યાદા મૂકવાનો પ્રયત્ન થાય છે તે પણ હુ સ્વીકારતો નથી. નવા કરારમા લડાઇને માટે ક્યાયે બચાવ હું નથી જોતો. ઈશુ ખ્રીસ્તને દુનીઆમાં થઇ ગયેલા અતિયશસ્વી ગુરૂઓ અને રસૂલોમાના એક હુ માનું છુ, પણ કહેવાની જરૂર નથી કે બાયબલને હુ ઇશુના જીવન અને તેના ઉપદેશનુ ભૂલવિનાનુ ખ્યાન નથી માનતો, તેમજ નવા કરારનો શબ્દે શબ્દ ઈશ્વરનો પોતાનો શબ્દ છે એમ હુ નથી માનતો અને જૂના કરારની વચ્ચે એક મહત્ત્વનો ભેદ છે. જૂનામાં કેટલાંક અતિ ગહન સત્યો છે પણ નવા કરારને હુ જેટલો આદર આપુ છુ તેટલો આદર તો જૂનાને ન આપી શકું. નવાને હું જૂનાના ઉપદેશની વિસ્તારેલી આવૃત્તિ અને કેટલીક બાબતોમા જૂનાના ત્યાગ રૂપે માનુ છુ. તેમ નવા કરારને હું ઈશ્વરનો આખરી શબ્દ પણ નથી માનતો. વિશ્વમા વસ્તુ માત્રને જે વિકાસ ક્રમ લાગુ પડે છે તેજ વિકાસ ક્રમને ધાર્મિક વિચારો પણ પાત્ર છે.

માત્ર ઇશ્વર જ અવ્યય છે અને તેનો સદેશ માનવના જ ત્રદ્વારા મળે છે એટલે જંત્ર જેટલુ ઈશ્વરી વાકય પણ શુદ્ધ અશુદ્ધ હોય હોવાનો સભવ છે એટલે મારા ખ્રીસ્તી મિત્રો અને શુભ ચિતકોને હું માન પૂર્વક આગ્રહ કરૂં છુ, કે તેઓ હુ જેવો છુ તેવોજ મારો સ્વીકાર કરે. તેઓના વિચારને અને તેઓ છે તેવો હું થાઉ એવી તેમની ઇચ્છાને હું માન આપું છુ અને કદર કરૂ છુ.

મહાત્મા ગાધી જેવા વૈષ્ણવહિંદુએ બાયબલ વિગેરેની આલોચનામા ઉપર પ્રમાણે જે અભિપ્રાય આપ્યો છે. તે ગાધીજીની દૃષ્ટિ પ્રમાણે છે, પણ અમોએતો અમારા વિચારો પુસ્તકમા જણાવી દીધા છે, તેથી વાચકો પુસ્તકને વાચી તેનો ખ્યાલ કરશે. પૃથ્વીને બન્યાં સાતહજાર વરસ જણાવનાર બાયબલ શાસ્ત્ર છે, તેથી જણાય છે કે બાયબલના વિચારો છે તે મનુષ્યકૃત છે. મનુષ્યથી ઉત્પન્ન થયેલા છે પણ તે સર્વજ્ઞના વચનો નથી. જૈન-શાસ્ત્રોમા સર્વજ્ઞપણાનો પ્રકાશ થાય છે વાચકો જૈનશાસ્ત્રોનો જો અભ્યાસ કરશે તો તેમને જૈનધર્મની શ્રદ્ધા ઉપરજ આવવું પડશે. જૈનોને જૈનશાસ્ત્રોમાથી એટલુ બધુ લેવાનુ છે કે તેમને માટે બીજુ કશુ કઇપણ બાકી રહેતું નથી. તેથી જૈનોને ખ્રીસ્તી થવાની કઈપણ જરૂર રહેતી નથી. ખ્રીસ્તીઓને જૈન ધર્મ પાળવાની જરૂર છે, કે જેથી તેઓ માસાહાર વગેરેનો ત્યાગ કરીને આત્માની શુદ્ધિ કરી શકે અને સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત કરી શકે. જૈન સાધુઓ જેવા ખ્રીસ્તી પાદરીઓના આચાર નથી આખી દુનિયામા સર્વધર્મગુરૂઓમા જૈન સાધુઓ પહેલા નબરે આવે છે, એમ લાલાજી કહે છે અને અહિંસા પાળવામાં સર્વ-કોમના ગ્રહસ્થો કરતા જૈનકોમના ગ્રહસ્થો પહેલા નબરે આવે છે. ખ્રીસ્તી ધર્મમા ખાસ તત્ત્વજ્ઞાન નથી, ખરૂ તત્ત્વજ્ઞાન તો જૈનશાસ્ત્રોમા ભર્યું છે. હવે હિદુધર્મગુરૂઓએ અને જૈનધર્મગુરૂઓએ ખ્રીસ્તી પાદરીઓની પેઠે અત્યતપુરૂષાર્થ કરવો જોઇએ, અને ખ્રીસ્તી તથા મુસલમાન થતા લોકોને ઉપદેશથી અટકાવવા જોઇએ.

કેટલાક ગરીબ જૈનો દુ:ખના માર્યા ખ્રીસ્તી થઈ ગયા છે. અમદાવાદની જૈનબૉર્ડીંગમાં કપડવંજનો એક નાનો છોકરો ભણતો હતો, તેને રસ્તામાંથી એક ખ્રીસ્તીએ ફોસલાવી ઉપાડી લીધો તેના સામો કેસ લડવામાં આવ્યો તો પણ જૈન બાળક મળ્યો નહીં ખ્રીસ્તી પાદરીઓનુ એકજ લક્ષબિંદુ છે કે આખી દુનિયાને ખ્રીસ્તી બનાવી દેવી. મુસલમાનને એકજ ધ્યેય છે કે આખી દુનિયાને મુસલમાન બનાવી દેવી અને તેનેમાટે જે થાય તે કરવુ. જૈનો અને હિંદુઓ આવી સ્થિતિમા ઉંઘે છે. લાખો કરોડો રૂપીઆ બીજી બાબતોમા વાપરે છે, પણ ગરીબોને ખ્રીસ્તી થતા અટકાવવા એ તરફ લક્ષ દેતા નથી એ મોટી શોકની વાત છે. હવે જૈન સાધુઓ વિશેષ સંખ્યામા વધ્યા વિના જૈનધર્મનો ઉદય થવાનો નથી. શ્રી આત્મારામજી ઉર્ફે વિજયાનન્દસૂરિએ જૈનધર્મની ઉન્નતિમાટે ઘણો આત્મભોગ આપ્યો છે. હાલના આચાર્યોએ તથા સાધુઓએ તથા શ્રાવકોએ અન્યધર્મીઓના થતા હુમલાઓનો પ્રત્યુત્તર દેવામાટે જૈનધર્મરક્ષકમહાસભા સ્થાપવી જોઈએ, અને જેટલા જૈનધર્મના ઉપર હુમલો કરનારાં પુસ્તકો છપાય તે સર્વનો ઉત્તર ગ્રંથોથી અને માસિકોથી આપવો. તથા અન્ય લોકોને જૈન બનાવવા માટે જે જે યોગ્ય લાગે તે તે ઉપાયો લેવા જૈનસાધુઓનુ મહામંડળ જો ભરાય તો આ બાબતનો તુર્ત ઉકેલ આવે. અમોએ તથા મુનિશ્રી કપુર વિજયજીએ વિ. સ. ૧૯૬૪ માં સાધુ મહામંડળ ભરવાનો વિચાર ભોયણી મુકામે કર્યો હતો, પણ કેટલાક સાધુવિરૂદ્ધ હોવાથી તે કાર્ય બની શક્યું નહિ. વિ. સં. ૧૯૭૬ માં અમદાવાદમાં પોષમાસમાં અમદાવાદના સર્વ ઉપાશ્રયના સાધુઓનું મંડળ ભેગુ કરવા વિચાર કર્યો હતો, અને પન્યાસ કેસર વિજયજીએ તેમાં ભાગ લીધો હતો, પણ શ્રી વિજય નીતિસૂરિજીના વિચારમાં પાછળથી પરિવર્તન થયું, તેથી મંડળ ભરવું બંધ રહ્યું. વિ. સ ૧૯૭૮ ના પોષ માસમાં ભારતીય

કોંગ્રેસ અગર ભારત મહાસભા છત્રીસમી ભરાઈ હતી, તે વખતે પણ પ્રયત્ન કર્યો હતો પણ હજી જૈન મુનિયો અને સૂરિયોની ધ્યાનમાં હાલની પરિસ્થિતિ બરાબર આવતી નથી, પણ જો આ પ્રમાણે ચાલ્યા કરશે તો આર્યસમાજીઓના તથા ખ્રીસ્તીઓના તથા અન્ય ધર્મીઓના હુમલાઓથી જૈનકોમની પડતી થશે, અને દુનિયામા જૈનોનું નામ નિશાન પણ ન રહે એવો ભય રહે એવુ જૈન કોમના ઘટાડાથી જણાય છે, માટે હાલને હાલ જૈન મુનિયોએ આ તરફ ખાસ લક્ષ આપવાની જરૂર છે મારાથી જેટલુ બની શકે છે તેટલુ હુ કરૂ છું પણ સર્વ સૂરિઓએ અને મુનિયોએ આ તરફ ખાસ લક્ષ્ય આપવું જોઈએ. ખ્રીસ્તીઓનુ સર્વ પાદરીમડળ એકઠું થઇને કામ કરે છે. સર્વ જાતના હિદુઓનુ સગઠન કરવા માટે સ્વામી શ્રદ્ધાનદ, તથા મદન મોહન માલવીયા વગેરે ભગીરથ પ્રયત્ન કરી રહ્યા છે જૈનાચાર્યો મુનિયો અને શ્રાવકો જો સામાન્ય ધર્મ મતભેદની તકરારોને મોટું રૂપ આપીને હવે માહોમાંહે લડયા કરશે અને સમયજાણુ નહીં થાય તો તે ભવિષ્યની જૈનકોમના ધિક્કારને પામશે, અને તેમણે વર્તમાનમા કરેલી ભૂલનો સુધારો ભવિષ્યમા થશે નહી એવી દશા આવશે. માટે જૈન શાસનનાયક આચાર્ય શ્રી વિજય કમલસૂરિ, શ્રી વિજયનેમિસૂરિ, વિજયસિદ્ધિસૂરિ, શ્રી સાગરાનદ-સૂરિ, શ્રી વિજયનીતિસૂરિ, શ્રી વિજયેન્દ્રસૂરિ, શ્રી કૃપાચદ્ર-સૂરિ, શ્રી પ્રવર્તક શ્રી કાંતિવિજયજી તથા મુનિશ્રી હંસવિજયજી તથા મુનિશ્રી વલ્લભવિજયજી, પ્રવર્તક શ્રી કાંતિમુનિજી, શ્રી અજીતસાગરસૂરિ, પન્યાસ શ્રીદાનવિજયજી, મુનિશ્રી રામવિજયજી, શ્રી મણિસાગરજી, શ્રી ગૌતમસાગરજી, તથા શ્રી સાગરચદ્રમુનિ વિગેરે સર્વ સૂરિયોએ અને મુનિયોએ આવા સંકટના સમયમા એકત્ર થઈને પૂર્વાચાર્યોની પેઠે જૈનધર્મીઓની વૃદ્ધિ કરવા તથા જૈનશાસ્રોનું રક્ષણ કરવા કટિબદ્ધ થવું જોઇએ અને પરસ્પરની ગચ્છમતભેદની સામાન્યતકરારોને આગળ કરીને કુસંપ

ક્લેશ ખંડનમંડનની પ્રવૃત્તિ હવે ન કરવી જોઇએ. એમ હું સર્વ મુનિગણને પ્રાર્થું છુ. ઉપર જણાવેલા સર્વસૂરિયો અને સર્વમુનિયો મારા પરિચયમા આવેલા છે, તેઓને હુ પ્રાર્થીને ઉપરની બાબતને ધ્યાનમા લેવા ખાસ વિજ્ઞપ્તિ કરૂ છુ. મુનિશ્રી માણેકમુનિજી તથા મુનિશ્રી લલિત વિજયજી તથા ન્યાયતીર્થ શ્રી ન્યાયવિજયજી તથા મુનિશ્રી વિદ્યાવિજયજી તથા મુનિશ્રી ખાંતિવિજયજી તથા વ્યાખ્યાનવાચસ્પતિ શ્રીલબ્ધિવિજયજી તથા શ્રી વિજયોદયસૂરિ તથા શ્રી વિજયદર્શનસૂરિ તથા શ્રી જણુવિજયજી તથા પન્યાસ શ્રી મેઘવિજય ગણી તથા મુનિશ્રી બુદ્ધિવિજયજી વગેરે સાધુઓ અમારા સમાગમમા આવેલા છે અને તે ઘણા ઉત્સાહી છે. જો તેવા યુવક સાધુઓ ધારે તો હાલની જૈનકોમની પડતી સ્થિતિમા કઇક સુધારો વધારો કરી જૈનોની ઉન્નતિ કરી શકે. અમોએ લાલાલાજપતરાય અને જૈનધર્મ પુસ્તક લખવા માડયું તે પહેલાં પંડિત લાલા હંસરાજ પંજાબી જૈને ભારતકા ઈતિહાસ પુસ્તકમા લાલા લજપતરાયે જે આક્ષેપો કર્યા હતા, તેનો ઉત્તર આપ્યો હતો, તે અમોએ વાચ્યો હતો અને તેમા પણ તેમણે સાધુઓને આ બાબતપર લક્ષ દેવાની સૂચના કરી હતી. તેથી અમો લાલાહંસરાજ જૈનપંડિતને ધન્યવાદ આપીએ છીએ. તેમણે ઘણીજ સભ્ય ભાષામા મધ્યસ્થપણાથી લાલાલજપતરાયના સાત આક્ષેપોનો ઉત્તર આપ્યો છે. તે પુસ્તક વાચવા જૈનોને ખાસ ભલામણ કરીએ છીએ. લાલાલજપતરાય અને જૈનધર્મ તથા જૈન ખ્રિસ્તી સંવાદ તથા સિદ્ધાચલ નવાણુ પ્રકારની પૂજા એ ત્રણ ગ્રથ અમોએ વિ. સં. ૧૯૮૦ના માઘ ફાગણમાસમાં પ્રાંતિજમા લખ્યા. પ્રાંતિજના જૈન સંઘે સેવા ભક્તિમા કંઇ બાકી રાખ્યું નથી સ્થાનકવાસીજૈનો અને જૈનશ્વેતામ્બરમૂર્તિપૂજક જૈનો એ બે કોમો વચ્ચે પ્રાંતિજમાં વીસ પચીસ વર્ષથી કુસંપ ચાલ્યો આવતો હતો. તેથી પ્રાંતિજમા ચૈત્ર સુદિ ૧ ને રોજે બને ફીરકાના જૈનોને ભેગા કરાવ્યા,

અને બંનેનું ઐક્ય કરવાનું ભાષણ આપ્યું તેથી હાલ બંને પક્ષના જૈનો સંપીને વર્તે છે. પ્રાંતિજથી ચૈત્રસુદિ ૩ ત્રીજે વિહાર કરી મહુડી ગામમાં આવવાનું થયુ. ત્યાંથી માણુસા થઇ વૈશાખ વદિમાં પેથાપુર આવવાનું થયું, પેથાપુરથી જૈન ધર્મ અને ખ્રીસ્તીધર્મનો મુકાબલો અને જૈન ખ્રીસ્તી સંવાદ એ બે પુસ્તક અમદાવાદ પ્રજાહિતાર્થપ્રેસમા મોકલાવી દીધાં, અને આશ્વિન માસમાં બંને પુસ્તકો છપાઇ ગયાં છે. બને પુસ્તકમા જે કાંઈ અશુદ્ધિ રહી હોય તેનો પંડિત પુરૂષો સુધારો કરશો એમ પ્રાર્થું છું. આ પુસ્તકનાં પ્રુફ સુધારવામાં પેથાપુર નિવાશી શા. મોતિલાલ પાનાચંદ તથા પરીખ. રમણિકલાલ ડાહ્યાભાઈ એ બંનેએ અમોને મદદ કરી છે.

ॐ अर्हं महावीर शान्तिः ३

વિ. સં. ૧૯૮૦ આશ્વિન વિજયાદશમી.

મુ. પેથાપુર.

લે. બુદ્ધિસાગર.



## જૈનધર્મ અને ખ્રીસ્તિધર્મનો મુકાબલો.
## જૈનખ્રીસ્તિ સંવાદ.
### અશુદ્ધિ શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૩ | ૫ | સાકર | સાકાર |
| ૪ | ૬ | ગોરવ. | ગોરવ, |
| ૪ | ૬ | આભાસને જમે, | આભાસ મે નજરે |
| ૮ | ૧૯ | હાકરીયો, | દીકરીયો |
| ૧૧ | ૨૨ | ખમ. | ખુબ. |
| ૧૪ | ૧૮ | દ્વષભાવ. | દ્વેષભાવ. |
| ૧૭ | ૨૦ | ક્યા. | ક્યાં. |
| ૨૬ | ૪ | ત પ્રમાણે. | તે પ્રમાણે. |
| ૩૦ | ૧૧ | સમથ | સમર્થ |
| ૬૨ | ૨૧ | સવોપરિ. | સર્વોપરી. |
| ૮૦ | ૧૮ | ગુરૂગમાથી. | ગુરૂગમથી. |
| | ( જૈન ખ્રીસ્ત સવાદ ) | | |
| ૩ | ૧ | ઉતયો | ઉતર્યો. |
| ૭ | ૨ | મોહથા. | મોહથી |
| ૧૬ | ૧૫ | ક્રોપ. | કોપ |
| ૨૬ | ૧૧ | પારાણિક. | પૌરાણિક |
| ૩૫ | ૧૭ | પ્રસદ. | પસંદ |
| ૫૦ | ૨ | યાં | ઠર્યો. |
| ૫૪ | ૨૭ | શાન્તિ- | શાન્તિ |
| ૫૮ | ૧૫ | કમાનુસારે. | કર્માનુસારે |
| ૬૩ | ૫ | અ ગારા— | અંગારાના. |

સુચના—ટાઇપની અશુદ્ધિથી ઘસાયલા ટાઇપથી વા સુધારવામાં મતિ દોષથી જે કઇ ભુલો રહી ગઇ હશે તેને દ્વિતીયા તૃતીયાવૃત્તિમાં સુધારો કરવામાં આવશે.

# श्री अध्यात्मज्ञानप्रसारकमंडळ तरफथी

## श्रीमद् बुद्धिसागरसूरिजीग्रन्थमाळामां

## प्रगट थयेला ग्रन्थो.

---

| | ग्रंथांक | | पृष्ठ | किंमत. |
|---|---|---|---|---|
| | १ | क. भजन संग्रह भाग १ लो. | २०० | ०-८-० |
| * | १ | अध्यात्म व्याख्यानमाळा. | २०६ | ०-४-० |
| * | २ | भजनसंग्रह भाग २ जो. | ३३६ | ०-८-० |
| * | ३ | भजनसंग्रह भाग ३ जो. | २१५ | ०-८-० |
| * | ४ | समाधिशतकम्. | ६१२ | ०-८-० |
| | ५ | अनुभवपच्चिशी. | २४८ | ०-८-० |
| | ६ | आत्मप्रदीप. | ३१५ | ०-८-० |
| * | ७ | भजनसंग्रह भाग ४ थो. | ३०४ | ०-८-० |
| | ८ | परमात्मदर्शन. | ४०० | ०-१२-० |
| * | ९ | परमात्मज्योति. | ५०० | ०-१२-० |
| * | १० | तत्त्वबिंदु. | २३० | ०-४-० |
| | ११ | गुणानुराग. ( आवृत्ति बीजी ) | २४ | ०-१-० |
| * | १२-१३. | भजनसंग्रह भाग ५ मो तथा ज्ञानदीपिका. | १९० | ०-६-० |
| * | १४ | तीर्थयात्रानुं विमान ( आ. बीजी ) | ६४ | ०-२-० |
| * | १५ | अध्यात्मभजनसंग्रह | १९० | ०-६-० |
| | १६ | गुरुबोध. | १७४ | ०-४-० |
| * | १७ | तत्त्वज्ञानदीपिका | १२४ | ०-६-० |

| | | | |
|---|---|---|---|
| | १८ गहुंलीसंग्रह भा. १ | ११२ | ०—१—० |
| * | १९—२० श्रावकधर्मस्वरूप भाग १—२ ( आवृत्ति त्रीजी ) | ४०—४० | ०—१—० |
| * | २१ भजनपद्संग्रह भाग ६ ठो. | २०८ | ०-१२-० |
| | २२ वचनामृत. | ८३० | ०-१४-० |
| | २३ योगदीपक. | ३०८ | ०-१४-० |
| | २४ जैन ऐतिहासिकरासमाळा. | ४०८ | १—०—० |
| * | २५ आनन्दघनपद ( १०८ ) संग्रह | ८०८ | २—०—० |

## भावार्थ सहित.

| | | | |
|---|---|---|---|
| * | २६ अध्यात्मशान्ति ( आवृति बीजी ) | १३२ | ०—३—० |
| | २७ काव्यसंग्रह भाग ७ मो. | १५६ | ०—८—० |
| * | २८ जैनधर्मनी प्राचीन अने अर्वाचीन स्थिति. | ९६ | ०—२—० |
| * | २९ कुमारपाळ ( हिंदी ) | २८७ | ०—६—० |
| | ३० थी ४—३४ सुखसागर गुरुगीता | ३०० | ०—४—० |
| | ३५ षड्द्रव्यविचार. | २४० | ०—४—० |
| * | ३६ विजापुरवृत्तांत. | ९० | ०—४—० |
| | ३७ साबरमतीकाव्य. | १९६ | ०—६—० |
| | ३८ प्रतिज्ञापालन. | ११० | ०—५—० |
| * | ३९—४०—४१ जैनगच्छमतप्रबंध, संघप्रगति, जैनगीता. | ३०४ | १—०—० |
| | ४२ जैनधातुप्रतिमा लेखसंग्रह भा. १ | | १—०—० |
| | ४३ मित्रमैत्री. | | ०—८—० |

| | | | |
|---|---|---|---|
| * | ४४ शिष्योपनिषद्. | ४८ | ०–२–० |
| | ४५ जैनोपनिषद्. | ४८ | ०–२–० |
| | ४६–४७ धार्मिक गद्यसंग्रह तथा सदुपदेश भाग १ लो. | ९७६ | ३–०–० |
| | ४८ भजनसंग्रह भा. ८ | ९७६ | ३–०–० |
| * | ४९ श्रीमद् देवचंद्र भा. १ | १०२८ | २–०–० |
| | ५० कर्मयोग. | १०१२ | ३–०–० |
| | ५१ आत्मतत्त्वदर्शन | ११२ | ०-१०-० |
| | ५२ भारतसहकारशिक्षण काव्य | १६८ | ०-१०-० |
| | ५३ श्रीमद् देवचंद्र भा. २ | १२०० | ३–८–० |
| | ५४ गहुली संग्रह भा. २ | १३० | ०–४–० |
| | ५५ कर्मप्रकृतिटीकाभाषांतर | ८०० | ३–०–० |
| | ५६ गुरुगीत गहुलीसंग्रह. | १९० | ०-१२-० |
| | ५७-५८ आगमसार अने अध्यात्मगीता | ४७० | ०–६–० |
| | ५९ देववंदन स्तुति स्तवनसंग्रह. | १७५ | ०–४–० |
| | ६० पूजासंग्रह भा. १ लो. | ४१६ | १–०–० |
| | ६१ भजनपदसंग्रह भा. ९ | ५८० | १–८–० |
| | ६२ भजनपदसंग्रह भा. १० | २०० | १–०–० |
| | ६३ पत्रसदुपदेश भा. २ | ५७५ | १–८–० |
| | ६४ धातुप्रतिमालेख संग्रह भाग २ | २४७ | १–०–० |
| | ६५ जैनदृष्टिए ईशावास्योपनिषद् भावार्थविवेचन. | ३६० | १-०-० |
| | ६६ पूजासंग्रह भाग १–२ | ६०० | २–०–० |
| | ६७ स्नात्रपूजा. | | ०–२–० |
| | ६८ श्रीमद् देवचंद्रजी अने तेमनुं जीवनचरित्र. ( पादराकरकृत ) | ३२ | ०–४–० |

## संस्कृत ग्रन्थो.

नं. ६९ शुद्धोपयोग
७० दयाग्रन्थ
७१ श्रेणिक सुबोध
७२ कृष्णगीता
} किं. ०-१२-० पृष्ठ १५६

७३ संघकर्तव्यग्रन्थ
७४ प्रजासमाजकर्तव्यग्रन्थ
७५ शोकविनाशक
७६ चेटकबोधग्रन्थ
७७ सुदर्शनासुबोध.
} किं. ०-१२-० पृष्ठ १६८

७८ लाला लाजपतराय अने जैनधर्म पृ: १००. ०-४-०

७९ चिन्तामणि ०-४-०

८० जैनधर्म अने ख्रीस्तिधर्मनो मुकाबलो द्वितीयावृत्ति } १-०-०
८१ जैन ख्रिस्ती संवाद प्रथमावृत्ति } पृष्ठ २२०

८२ सत्यस्वरूप पृष्ठ २००. ०-१२-०

८३ ध्यानविचार द्वितीयावृत्ति
८४ अध्यात्मगीता ( संस्कृत ) पृष्ठ ६६
८५ आत्मसमाधिशतक ( संस्कृत ) पृष्ठ ६४
} १-०-०

* आ निशानीवाळा ग्रंथो सीलकमां नथी.

## हालमां छपाता ग्रन्थो

(१) आत्मप्रकाश.
(२) कन्याविक्रयनिषेध.
(३) तत्त्वविचार.
(४) जैनधार्मिक शंका समाधान.
(५) क्षमापना—
(६) मोटुं विजापुर वृत्तांत
(७) उ० श्री यशोविजयनिबंध
(८) आत्मशक्तिप्रकाश

(९) श्री देवचंदजी निर्वाण रास. (जीवनचरित)
(१०) श्री मणिचंद्रजी कृत २१ सज्जाय भावार्थ (आत्मदर्शन.)
(११) मुद्रित जैन श्वेतांबर ग्रन्थ नामावलि. ( छपायेल जै० श्वे० ग्रन्थ गाइड. )
(१२) भजनसंग्रह भा. १ आवृत्ति ४
(१३) आत्मशिक्षाभावना.

उपरना पुस्तको मळवानुं ठेकाणुं.

वकील शा. मोहनलाल हीमचंद.
मु. पादरा.

शा. आत्माराम खेमचन्द कापडीआ.
मु. साणंद.

भांखरीया शा. नगीनदास रायचंद.
ठे. पांजरापोळनी खडकी मु. मेसाणा.

शा. मणिलाल अमथालाल ॲन्ड ब्रधर्स.
हा. शा. मोहनलाल नगीनदास–भांखरीआ.
ठे. कोटबजार गेट स्ट्रीट नं. १९२–९४ मुंबाइ.

शा. मेघजी हीरजी बुकसेलर,
पायधुनी–मुंबाइ.

मु. विजापुर–श्री जैन ज्ञानमंदिर.
हा. शा. चंदुलाल गोकलदास.
(गुजरात.) मु. विजापुर.



જૈનધર્મ અને ખ્રીસ્તીધર્મનો મુકાબલો
તેમાં

# જૈનધર્મની સત્યતા.

---

## જૈન અને ખ્રીસ્તીના પ્રશ્નોત્તર

**જૈન**—એ મારા પ્રિય મિત્રો ! તમોએ આકાશમા સૂર્ય તો દીઠો હશે !

**ખ્રીસ્તી**—હા ભાઇ, પણ તે શાથી રહ્યો હશે ?

**જૈન**—તે પોતાના સ્વભાવથી રહ્યો છે. આ પ્રત્યક્ષ જે દેખાય છે તે તો સૂર્યનુ વિમાન દેખાય છે. સૂર્ય તો વિમાનમાં બેઠો છે. વિમાનના પ્રકાશથી જગત્‌મા પ્રકાશ થાય છે.

**ખ્રીસ્તી**—ઠીક. તમો કહો છો તે શાથી ખરૂ માનીએ કે, પોતાના સ્વભાવથી સૂર્ય આકાશમા રહ્યો છે ?

**જૈન**—જેને સપૂર્ણ જગત્‌નુ જ્ઞાન છે. જે ત્રણલોકના ભાવ પ્રકાશક છે, સર્વપ્રાણી માત્રના મનના વિચાર જાણનાર છે, એવા તીર્થંકર ભગવાનના કહેવાથી સત્ય જાણીએ છીએ

**ખ્રીસ્તી**—તીર્થંકર એટલે શુ અને તે કોણ ? તેનુ કહેલું તમે કહો છો તેમા પ્રમાણ શું ?

**જૈન**—જેને રાગદ્વેષાદિ નથી અને જે સમભાવે વર્ત્તે છે તથા પોતે કર્મનો નાશ કરી કેવલજ્ઞાન પ્રગટાવે છે અને અષ્ટ મહાપ્રતિહાર્યના જે સ્વામી છે તે તીર્થંકર કહેવાય છે. તે ચતુર્વિધ ( સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ ) સઘની સ્થાપના કરે છે. તેમણે પ્રરૂપેલાં સિદ્ધાત-આગમ અને તેમના શિષ્યો ગણધરો અને ગણધરથી ચાલતો આવતો આચાર્યનો સંપ્રદાય તેના ઉપદેશથી અમે સત્ય જાણીએ છીએ કે સર્વ પદાર્થ માત્રનું જ્ઞાન તીર્થંકરને છે.

**ખ્રીસ્તી**—તીર્થંકર કેટલા હોય છે ?

**જૈન**—છ આરામાં ચોવીસ તીર્થંકર હોય છે

**ખ્રીસ્તી**—આરા કેટલા હોય છે

**જૈન**—બાર ઉત્સર્પિણીના છ અને અવસર્પિણીના છ.

**ખ્રીસ્તી**—આ જગત્ પ્રભુ ઈસુએ બનાવ્યું તે અમો સત્ય જાણીએ છીએ

**જૈન**—આ જગત પ્રભુએ બનાવ્યુ નથી પ્રભુએ જગત્ બનાવ્યું તે કયા પુસ્તકમા છે તેનુ પ્રમાણ બતાવો !

**ખ્રીસ્તી**—પ્રભુના પવિત્ર પુસ્તક બાઇબલમા લખ્યુ છે

**જૈન**—શું લખ્યું છે ? કેવી રીતે ? તે કહો

**ખ્રીસ્તી**—પરમેશ્વરે પોતાના શબ્દવડે કરીને આકાશ અને પૃથ્વી નિર્માણ કીધા અને આખી પૃથ્વી ધીમે ધીમે ઉત્પન્ન થાય તેવી તેની મરજી હતી તેણે તો પહેલાંથી બધી વસ્તુઓની સંખ્યા તથા આકાર નિર્માણ કર્યા હતા.

**જૈન**—શબ્દ ક્યાથી ઉત્પન્ન થાય છે ?

**ખ્રીસ્તી**—મુખમાથી શબ્દ થાય છે, તે શુ તમે સમજતા નથી ?

**જૈન**—હા ભાઈ. સમજુ તો છુ, પણ મારૂ પુછવાનુ રહસ્ય એ છે કે, પ્રભુને મુખ હતુ ને મુખવાળાને તો આખ, કાન, નાક વિગેરે બીજી ઇંદ્રિયો હોય છે ત્યારે શરીર પણ તેને ખરૂ કે નહીં ? તેવા વિચારમાં હું પડયો છુ.

**ખ્રીસ્તી**—અરે વાહ ! શરીર વિના મુખ તે હોય ! માટે શરીર પણ તેને ખરૂ.

**જૈન**—જેને શરીર હોય તેને આકારવાન્ કહેવાય કે નહી ?

**ખ્રીસ્તી**—બેશક, આકારવાન્ કહેવાય.

**જૈન**—ત્યારે તમારા આ પ્રમાણુ મુજબ જગત્ કર્ત્તા પ્રભુ આકારવત થયો

**ખ્રીસ્તી**—હા આકારવત માનવો તેમા શું વિરોધ છે ?

**જૈન**—તમારા સવાલ જવાબથી પહેલી પોથીમાં પાનું ૨૭ પ્રશ્ન ૫૭ માં તમો દેવનુ વર્ણન કરો છો તેમાં તમોએ કહ્યું છે કે, "દેવ નિરાકાર આત્મા છે" તે તમારા પુસ્તક પ્રમાણે નિરાકાર અને તમો જે મોહોડે સાકર કહો છો તેમાં ખુલ્લો વિરોધ છે. આ વિચારવા જેવી વાત છે.

**ખ્રીસ્તી**—ઠ્યો ભાઇ રહ્યુ ત્યારે, હવે દેવને નિરાકાર માનીશું પછી તો કાઇ વિરોધ નથી આવતો ને !

**જૈન**—તમારા પવિત્ર લેખની વાર્ત્તા ઉપરથી કરેલા સુબ્રુસાતો ભાગ ૧ લો પત્ર ૯૭ અધ્યાય ૨૭ માં લખ્યું છે કે:— "મુસો સીના પર્વત ઉપર ચઠયો ત્યારે પ્રભુએ કહ્યું કે, ત્રીજા દહાડા લગી લોકને તૈયાર કર, કેમકે તે દહાડે પ્રભુ સીના પર્વત ઉપરથી સર્વ લોકના દેખતા ઉતરશે જે કોઈ પર્વતને અડકશે તેને પ્રભુ મારી નાંખશે. ત્રીજે દિવસે રણુસીંગહાનો મોટો અવાજ થયો મુસો પર્વત ઉપર પ્રભુ સાથે હતો ત્યારે પ્રભુએ કહ્યુ કે, હે મુસા. હુ તારો દેવ છુ, મારા શિવાય બીજા દેવોને ન માનવા. મારે માટે ઘડેલી મુર્ત્તિ તુ ના કર, તુ હત્યા ના કર, વ્યભિચાર ના કર, મુસો ચાલીસ રાત દિવસ ત્યા રહ્યા અને પ્રભુ સાથે વાતો કરતો હતો" આ વાત ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે પ્રભુ સાકાર હતા, કેમકે જોતેમ ન હોય તો મુસાની સાથે વાતચીત શી રીતે કરે ! માટે દેવ નિરાકાર નહી પણ સાકાર હતા એમ આથી સિદ્ધ થતા દેવ "નિરાકાર" માનવામા વિરોધ આવે છે.

**ખ્રીસ્તી**—એવા અનુમાન કરવા ઉપરથી તો એમ સ્પષ્ટ કેમ માનીએ ! પરંતુ દેવ સાકાર છે એવુ પ્રમાણુ અમારા બીજા કોઇ ગ્રંથમાથી બતાવી શકો છો ?

**જૈન**—હા. જુઓ પુરાતન સ્થાપનાનુ તમારૂ પુસ્તક ધર્મયાનો ભવિષ્યવાદ પાનુ ૯૬૭. તેમા કહ્યુંછે કે "પ્રભુએ પોતા-

નો હાથ કહાડી મારા ઉપર મુકયો. વળી જુઓ હજકીઆલભાવ-
ષ્યવાદીનુ પુસ્તક પાનું ૧૦૭૫ મા એમ લખ્યું છે કે " વંટો-
ળીયાનો વાયુ ઉપરથી આવ્યો, તેની વચમા અગ્નિ તેમા કાચ-
મણીના જેવુ તેજ છે. તેઓની વચમાથી ચાર પ્રાણીઓની
પ્રતિમા, તે દરેક પ્રતિમાના ચાર મુખ, અને ચાર ચાર પાંખ,
પ્રભુના ગોરવની પ્રતિમાનો આભાસ નેજ મે જોયો, અને
હું ઉંધો પડયો. જે મે બોલનારનો શબ્દ સાભળ્યો. એ વિગેરે
સાકારપણુ દેખવામા બીજાં દૃષ્ટાતો છે, અને નિરાકાર માનો
છો એ મોટા વિરોધની વાત છે

**ખ્રીસ્તી**—તમોને અમોએ કહ્યું એમા શો વિરોધ આવે છે?

**જૈન**—અમોને તો કાંઇ પણ વિરોધ તથા હરકત આવતી
નથી, પણ તમારા એક ગ્રંથમાં " નિરાકાર " અને બીજા ગ્રથમાં
" સાકાર " માનો છો. ત્યારે તમારા બે પુસ્તકમાથી પવિત્ર
કયુ પુસ્તક સાચુ માનવુ અને કયુ ખોટુ માનવુ, એ વિચારવા
જેવુ છે.

**ખ્રી૦**—પ્રભુ તો નિરાકાર છે, પણ તેની ઘણી ભક્તિ કરે
છે તેને દેખાવ આપે છે

**જૈન**—અરે ! ઓ મારા મિત્રો, આ તમે શુ બોલો છો !
તમને બોલતા જરાપણ વિચાર પડતો નથી, કે જેને આકાર ન
હોય તે શી રીતે આખે દેખાય ? અને આખે દેખાય તે નિરાકાર કેમ
કહેવાય ? માટે તમારા અભિપ્રાય ઉપર વિચાર કરતાંજ નિરાકાર
તો કહેવાશે નહી. વારૂ એતો સમજ્યા. હવે તમારા માનેલા
પ્રભુએ કેટલા દિવસમા જગત્ બનાવ્યુ તે જણાવવા કૃપા કરશો ?

**ખ્રી૦**—હા આ વિષે તો અમો ખુલ્લો ખુલાસો જણાવીએ
છીએ કે, દિવસ પહેલો—પરમેશ્વરે કહ્યુ કે, અજવાળુ થા. ત્યારે
અજવાળુ થયું પછી અજવાળાને અંધકારથી જુદુ કર્યું એટલે
શત દિવસ થયો. બીજે દિવસ—પ્રભુએ આકાશ બનાવ્યું.
ત્રીજે દિવસ—પાણીથી પૃથ્વી જુદી કરી તેમા વનસ્પતિ તથા ઝાડોને

ફળ આપનાર કીધા ચોથો દિવસ-દીવસ અને વર્ષને અર્થે જ્યોતિ કરી તારાઓને પણ બનાવ્યા. પાચમો દિવસ-પક્ષીઓ અને જળચરોને બનાવ્યા છઠ્ઠો દિવસ-ચાલતા પ્રાણીઓ તથા ઢોરોને બનાવ્યા પછી પરમેશ્વરે કહ્યુ કે આપણે પોતાના સ્વરૂપ તથા પ્રતિમા પ્રમાણે માણસને બનાવીએ કે જે સર્વ પશુ પક્ષીઓ ઉપર અધિકાર ચલાવે એમ ધારીને આદમ નામે પુરૂષ અને હવા નામની સ્ત્રી બનાવી એ રીતે છ દીવસમા ઉપર મુજબ જગત્ પ્રભુએ બનાવ્યુ

જૈન—દિવસ પહેલો (અને) પરમેશ્વરે કહ્યુ એ પદ (શબ્દ) ઉપરથી ખુલ્લું સમજાય છે કે, પરમેશ્વરે કહ્યું ત્યારે તે સાંભળનાર બીજુ કોઇ પણ હોવુ' જોઈએ, અને તે સાભળનાર પણ કાનવાળો હોવો જોઈએ. કેમકે કાન વિના સાભળવુ સભવતુ નથી તેથી તે પુરૂષરૂપ હોવો જોઇએ. જો તમે દિવસને કહ્યુ કે દિવસ થા, તો એમ પણ કહેવાશે નહી, કેમકે તેમ કહેશો તો દિવસ પહેલા સિદ્ધ ઠર્યો. ત્યારે તો દિવસ બનાવ્યો કહેવાય નહી તેમજ દિવસને કાન પણ નથી, માટે પ્રભુએ કોને કહ્યુ તે સમજાતું નથી. વળી જો તમે એમ કહેશો કે, પ્રભુએ પોતાના પ્રત્યે એવો શબ્દ કર્યો તો તે બીજા પ્રત્યે લાગુ પડશે નહી એ વિરોધ આવે છે. વળી જુઓ! દિવસ તો સૂર્યના પ્રકાશથી થાય છે માટે દિવસ પહેલા સૂર્ય હોવો જાઈએ તો તેમ પણ નથી કેમકે ઉપર બતાવ્યા મુજબ ચોથે દિવસે જ્યોતિ કરી એટલે સૂર્યાદિ બનાવ્યા અને દિવસ તો પહેલે દિવસે બનાવ્યો બતાવ્યો છે, માટે એ પણ સભવતુ નથી. બીજે દિવસે આકાશ બનાવ્યુ કહ્યુ. તે ઉપર વિચાર કરતા પ્રશ્ન ઉઠે છે કે, આકાશ એટલે ખાલી જગા તો પહેલે દિવસે આકાશ નહી હતું અર્થાત ખાલી જગા ન હતી તો દિવસ કયે ઠેકાણે રહ્યો? માટે આકાશ પહેલા દિવસ સભવતો નથી. કેમકે **यत्र यत्र प्रकाशः तत्र तत्र आकाशः** એટલે જ્યા જ્યા પ્રકાશ છે ત્યા ત્યા આકાશ છે. વળી ઇશ્વરે છઠે દિવસે પુરૂષ અને સ્ત્રી બનાવી તે પણ હરેક રીતે વિચાર

કરતા સંભવતુ નથી માટે તે પણ ખોટું છે. પૃથ્વી, પાણી, વાયુ, અગ્નિ વગેરે પદાર્થો બનાવવાનુ પ્રભુને કંઈપણ પ્રયોજન હોતું–સંભવતુ–જણાતું નથી, અને છે પણ નહી. માટે ઈશ્વરે જગત્ બનાવ્યું એમ જે તમારૂં કહેવુ છે તે ખોટું અને મનોકલ્પિત છે.

ખ્રીસ્તી—મનોકલ્પિત કેમ કહેવાય, વિચાર તો કરો. જુઓને! આવડુ મોટું આ જે જગત્ દેખાય છે, પ્રત્યક્ષ છે, માટે તેનો બનાવનાર અવશ્ય મહાશક્તિમાન કોઇપણ હોવો જોઇએ. તે ઉપરથી પણ સમજાય છે કે આ જગત્ પ્રભુએ બનાવ્યું છે.

જૈન—વાહ વાહ, જ્ઞાનશકિતવડે જરા ઉંડા વિચાર તો કરો, કે મન્દ માણસ પણ પ્રયોજન વિના કંઈ કામ કરતો નથી તો ઇશ્વર જેને કહેવામા આવે છે તેને શું પ્રયોજન હતુ કે આ જગત્ બનાવે અને જાળ ગુથે? શું જગત્ બનાવ્યા પહેલા ઈશ્વરને ગમતુ નહોતુ અથવા પોતાને એવી જાળ ગુથવાની ઇચ્છા ઉત્પન્ન થઇ કે શુ?

ખ્રી૦—હા, પોતાની ઈચ્છાથી શબ્દવડે ઇશ્વરે જગત્ ઉત્પન્ન કરયુ

જૈન—ઠીક ભાઇ, તેને શી ઇચ્છા હતી? વળી તેણે શબ્દ વડે જગત્ બનાવ્યુ કહેવામાં આવે છે તો હાથવડે બનાવ્યુ એમ કેમ નહી કહેવાય? શરીરના અવયવોનો ઉપયોગ કર્યા વિના કોઇપણ પદાર્થ બની શકવો સંભવતો નથી એ તમો કયા સમજતા નથી કે અમારે તેનુ વધારે વિવેચન કરી સમજાવવું પડે તેમ છે લખવામા હાથ, ચાલવામા પગ, સાંભળવામા કાન, સુંઘવામા નાક અને જોવામાં આખ, એમ શરીરના સર્વ અવયવોવડેજ સર્વ કાઇ બની શકે છે. તે સિવાય બનતુ નથી. એ ન્યાયે ઉપર મુજબ હાથવડે બનાવ્યાનું કેમ ન સંભવે? વળી તે ઇચ્છા પણ જેટલી મનુષ્યની હોય તેટલી બની શકે છે કે કેમ? પુરૂષ સ્રીના સંગમવિના સંતતિને

બનાવી શકતો નથી. વળી કહેશો કે તેની શબ્દવડે બનાવવાની શક્તિ હતી તેથી બનાવ્યુ, તો તે પણ ખોટુ છે તેવુ પણ બનવુ અશકય છે વળી કારણે કાર્ય નિપજે એ સિદ્ધાત છે છતા તેમણે કારણ વિના જગત્ કેમ બનાવ્યું રાગ દ્વેષાદિ દૂર થયા હોય તેને પ્રભુ કહેવાય એ કોઇથી ના પડાય તેમ નથી, તો વિચારો, કે જે પ્રભુને ઇચ્છા થઇ, જગત્ બનાવ્યુ, તેપર સત્તા ચલાવી. તેથી તે રાગી થયો એમ સ્પષ્ટ થયુ જેથીકરીને તેને પ્રભુ કેવી રીતે મનાય ? નજ મનાય. વળી જગત બનાવ્યા પહેલાં તેની ઇચ્છા હોય એમ સભવતુ નથી, જો ઇચ્છા હોત તો તે વખતે બનાવત. વળી તમો કહો છો કે દુનીઆ જે બની તેને છ હજાર વર્ષનો આશરો થયો ને પ્રભુ તો અનાદિનો છે આ ઉપરથી જણાય છે કે છ હજાર વર્ષ પહેલા પ્રભુને ઇચ્છા સભવતી નથી અને તે પહેલા જગત્ પણ નહોતુ ? ત્યારે તે પ્રભુ કયા કયા કામ કરતો હતો તે પણ જણાતાં નથી. તેમજ વળી જે શક્તિમત હોય તે તો ક્ષણ વારમાજ ઇચ્છાનુસાર કાર્ય કરે, તેમ પણ તમારા પ્રભુની ઇચ્છા થઇ, તથાપિ તેને જગત્ બનાવતા છ દિવસ થયા વળી તે પ્રભુએ બધી વસ્તુના આકાર પહેલાથી નકી કર્યા કહેવામા આવે છે, તો અમો પુછીએ છીએ કે, પ્રભુએ આકાર તૈયાર કરી કયા ઠેકાણે રાખ્યા ? કદાચ તમો કહેશો કે પ્રભુએ તે પોતાની પાસે રાખ્યા, તો પછી પેહેલાથી વસ્તુઓ સિદ્ધ ઠરી તો ઇશ્વરે જગત્ બનાવ્યુ એ ખોટુ ઠરે છે

**ખ્રીસ્તી**—પ્રભુએ પોતાના દીકરા ઇસુને જગત્પર લોકોને પોતાનો મહિમા બતાવવા મોકલ્યો.

**જૈન**—શુ ઈસુજ પ્રભુનો દીકરો અને બીજા માણુસો નહી ?

**ખ્રી૰**—ના તેમ તો નહી. બીજા માણુસો પણ પરમેશ્વરના દીકરા તો ખરા.

**જૈન**—ત્યારે સર્વે મનુષ્યોની માફક ઇસુ પરમેશ્વરના

દીકરા ઠર્યા. એકલા ઇસુ જ પરમેશ્વરના દીકરા છે એમ કહેવાશે નહી

ખ્રી૦—ના તેમ નહી ફેર ખરો.

જૈન-શો ફેર ? તમારામત પ્રમાણેજ જગતમા પેદા થએલા સર્વ મનુષ્યો પરમેશ્વરના દીકરા કહેવાય તેમ ઇસુ પણ કહેવાય અમોને તો કોઇ રીતે ફેર માલમ પડતો નથી. કારણ કે જે સ્ત્રીના ઉદરથી જે પુત્ર પેદા થાય તે સ્ત્રીનો સ્વામી અર્થાત્ તે પુત્રનો બાપ થાય તે અને ઉપર મુજબ સર્વ મનુષ્યનો બાપ જગત્ ઉત્પન્ન કર્તા તરીકે તમારામતે પરમેશ્વર એક છે, માટે તમારા કહેવા મુજબ ફેર માની શકાય તેમ નથી. વળી પરમેશ્વરને સ્ત્રી નથી અને તેમ નથી તો ઇસુ દીકરો પણ શી રીતે કહેવાય ? ઇસુની મા મરીયમ હતી તેનો જે સ્વામી હોય તે તેનો બાપ કહેવાય. પરંતુ મરીયમ પરણી નહોતી ત્યારે તે તેનો બાપ કેમ કહેવાય ?

ખ્રી૦—અરે ! એતો ઇસુ પ્રભુનો દીકરો હતો અને તેના બાપ પ્રભુ હતા.

જૈન—મેહેરબાન, ત્યારે તો પ્રભુ, ઇસુની મા મરીયમ તેના સ્વામી ઠરે છે

ખ્રી૦—મરીયમનો સ્વામી પ્રભુ કહેવાય નહીં, કેમકે જગત્માં જેટલા પુરૂષો તેટલા દીકરા અને જેટલી સ્રીઓ તેટલી દીકરીયો પ્રભુની છે, માટે મરીયમ પણ પ્રભુની દીકરી છે.

જૈન—એ વાતની તમારા મત પ્રમાણે અમે કયા ના પાડીએ છીએ પરંતુ પ્રભુની પોતાની દીકરી મરીયમ અને તેને પેટે પોતાના દીકરા ઇસુનો જન્મ પ્રભુએ આપ્યો, ત્યારે હવે તે કેવુ સગપણ થયુ તેની અમને સમજ પડતી નથી, તમો વિચાર કરી કહો

ખ્રીસ્તી—કુંવારી કન્યાને પેટે પ્રભુના મહિમાથી ઇસુ જન્મ્યો તેમાં શી હરકત ?

અનિત્ય માનો છો. નિત્યથી પણ ત્રણમાં એકદેવપણું કહી શકાતું નથી, કારણ કે નિત્યથી ત્રણમાં એક દેવપણુ માનશો તો વારંવાર એકદેવ એવો વ્યવહાર થવો જોઇએ, પણ પુત્ર, પિતા અને પવિત્ર આત્મા એવો વ્યવહાર થશે નહી માટે તે પણ જૂઠું ઠરે છે. ત્રિએક દેવ એકાંતથકી ભિન્ન છે કે અભિન્ન છે ? જો પિતા, પુત્ર અને પવિત્ર આત્મા, એકાન્ત થકી પરસ્પર ભિન્ન હોય તો ત્રણે એક શી રીતે કહેવાય ? તે પણ વિરોધ આવે છે. વળી પિતા, પુત્ર અને પવિત્ર આત્મા, એ ત્રણેને એકાંતથકી અભિન્ન માનશો તો ' ત્રિ' શબ્દ નકામો ઠરે છે. એ પણ વિરોધ આવે છે. ત્રિએક દેવ એકાંત નિત્ય છે કે અનિત્ય છે ? પહેલો પક્ષ–જો તમે કહેશો તો નિત્ય એવા ત્રિએક દેવથકી અનિત્ય એવું જગત્ કોઇપણ કાળે બની શકશે નહીં. બીજો પક્ષ–જો એકાંતથકી ત્રિએક દેવને અનિત્ય માનશો તો ક્ષણિકપણુ આવ્યુ અને નાશપણું ઠર્યું, તે કાર્ય રૂપી થયુ એ દોષ આવે છે, ત્યારે કાર્યનો કર્ત્તા પણ બીજો કોઇ માનવો જોઇએ, તે વિરોધ આવે છે, ત્રિએક દેવ એકાંત અને અનાદિ કાળથી રૂપી છે કે ? અરૂપી છે ?

## પક્ષ પહેલો.–

ત્રિએક દેવ એકાંત અને અનાદિકાળથી રૂપી પણ કહી શકાય નહીં. કારણ કે જે રૂપી હોય છે તે આકારવાન્ હોય છે. આકાર છે તે પુદ્‌ગલનો સમજાય છે, કેમકે ચૈતન્યને તો આકાર હોય નહીં. ચૈતન્ય તો નિરાકારરૂપે છે અને પુદ્‌ગલ જનિત આકારવાન્ ચૈતન્ય સ્વીકારશો તો ત્રિએક દેવમાંનો પ્રભુ તમે નિરાકાર રૂપે માનેલો છે તેને સાકારપણું આવી જશે. માટે એ પ્રપંચ ખોટો સમજી અરિહંત ભગવાનને શરણે આવો કે જેથી તમારૂં કલ્યાણ થાય

## પક્ષ બીજો.

ત્રિએક દેવ, એકાંતથકી અને અનાદિકાળથી અરૂપી માનવામાં પણ વિરોધ આવે છે. કારણ કે જો તેમ માનીએ તો

ઇસુને જે મરીઅમની કુખે જન્મ લેવો પડયો તે ખોટો ઠરે છે. જે એકાંત અનાદિકાળથી અરૂપી છે તેને રૂપી એવો પુદ્ગલનો સંગ કેમ ઘટે ? એ વિરોધ આવે છે એ રીતે બે પક્ષ પણ તમારાથી માની શકાય તેમ નથી. વળી ત્રિએક દેવ એ વાકયમાં દેવનું શું લક્ષણ છે તે ઉપર વિચાર કરીએ છીએ જુઓ ત્રિએક દેવમાંના પ્રભુને જગત્ ઉત્પન્ન કરવાની શક્તિ, એકાંતથકી નિત્ય છે કે અનિત્ય છે ?

## સમાધાન પક્ષ પહેલો.

ત્રિએક દેવમાના પ્રભુની જગત્ ઉત્પન્ન કરવાની શક્તિ, એકાંતથકી નિત્ય જો કહીએ તો તે શક્તિ સર્વથા સર્વદા સર્વ ઠેકાણે બની રહેવાથકી સર્વથા સર્વદા જગત્ ઉત્પન્ન થયા કરશે, તો પછી એક જગત્ કહેવાશે નહી. કરોડો જગત્ થયા કરશે. વળી બીજું એ છે કે જગત્નો નાશ તમે માનો છો તે નહી મનાય, કારણ કે જગત્ ઉત્પન્ન કરવાની શકિત, એકાંતથકી નિત્ય પ્રભુનામાં રહેલી છે, માટે પહેલો પક્ષ માનવામાં પણ દૂષણ આવે છે

## સમાધાનપક્ષ બીજો.

પ્રભુની જગત્ ઉત્પન્ન કરનારી શકિત, એકાંતથકી અનિત્ય માનીએ તો જગત્નો નાશ થયા પછી તમારો પ્રભુ, બીજું જગત્ ઉત્પન્ન કરશે એમ જે તમો માનો છો તે ખોટું ઠરે છે. આ વિગેરે ઘણા વિરોધો ત્રિએક દેવ માનવામા આવે છે, પણ ગ્રંથ વિસ્તારના ભયથી લખ્યા નથી ત્રિએક દેવ ઉપર લખ્યા પ્રમાણે ખોટો ઠર્યો અને તે ઉપરથી ખ્રિસ્તી ધર્મ પણ મનોકલ્પિત ઠરે છે. દેશવ્રતી પાળવામાં મી૦ જૈમને જે કુયુક્તિઓ કરી છે તે સર્વે ખોટી ઠરે છે. માટે દેશવ્રતિપણું કુમારપાળરાજાની પેઠે પાળશે તેનુ કલ્યાણ થશે.

## બી૦ જેમલના પ્રકરણ ૯ નો ખુલાસો

જૈનમતમા એક કાળચક્રના બે ભાગ કલ્પેલા છે તે એકેક ભાગમા છ આરાઓ છે.

(૧) સુખમસુખમા, (૨) સુખમા, (૩) સુખમ દુ:ખમા, (૪) દુ:ખમસુખમા, (૫) દુ:ખમા, (૬) દુ:ખમ દુ:ખમા એ છ આરા છે. તે અવસર્પિણી કાળમા અનુક્રમે પ્રથમ સુખમ સુખમાથી ગણીએ અને ઉત્સર્પિણી કાળમા એથી ઉલટા એટલે દુ:ખમ દુ:ખમાથી ગણીએ. એમ બાર આરા ચડતા પડતા ચક્રની પેઠે ફરતા આવે છે તેને કાળચક્ર કહે છે, એમા અવસર્પિણીનો ઘટતો કાલ અને ઉત્સર્પિણીનો ચઢતો કાળ ગણાય છે

### આરાના કાળનું પ્રમાણ.

પહેલો આરો ચાર કોડાકોડી સાગરનો.
બીજો આરો ત્રણ કોડાકોડી સાગરનો.
ત્રીજો આરો બે કોડાકોડી સાગરનો
ચોથો આરો બેતાલીસ હજાર વર્ષ ઓછો એક કોડાકોડી સાગરનો.
પાંચમો આરો એકવીસ હજાર વર્ષનો
છઠો આરો એકવીસ હજાર વર્ષનો.

પહેલા ત્રણ આરામા જુગલીઆ હોય છે. તેમને મનોવાચ્છિત, દેવતાધિષ્ઠિત કલ્પવૃક્ષો તરફથી ફળ મળે છે. તે જુગલીઆને ધર્મનું જ્ઞાન હોતુ નથી એ વિગેરે આરા સબધી જૈનધર્મમાં ઘણો અધિકાર છે.

**ખ્રીસ્તી**—જુગલીઆને ઝાડોની મારફતે દેવતાનાં જેવા સુખ ભોગવવા એ કેમ બને ? કેમકે ઝાડોમા એવી શક્તિ નથી કે તે જુગલીઆઓને જોઇતા વાના આપે, માટે તે વાત ખોટી છે.

જૈન—ભાઇ, હજી પણ તને વિશેષ જ્ઞાન નથી તેથી તું એમ કહે છે. તેનુ કારણુ સાભળ એટલે એ તારો સશય મટી જશે. કલ્પવૃક્ષોમા તેવી શક્તિ નથી પણ કલ્પવૃક્ષના અધિષ્ઠિત દેવતાઓ, કલ્પવૃક્ષોની મારફતે જુગલીઆઓની ઇચ્છાઓ પૂર્ણ કરે છે. એવો નિયમ છે કે જુગલીયાના મનોવાચ્છિત કલ્પવૃક્ષ દ્વારાએ પૂરા થાય છે, એ વાત સાચી છે, એમા કાંઈ પણ સંદેહ લેવા જેવુ છેજ નહી. એ બાબતનુ વિશેષ સમાધાન કરવામાટે તમારાજ પુસ્તકનો તેને મળતા દ્દષ્ટાંતને આ સ્થળે આપવા હુ વાજબી વિચારૂ છું, તે જુઓ. તમારા શાસ્ત્રમા મુસાનુ ચરિત્ર છે તેમા પીતલના સાપે હજારો માણુસના પ્રાણુ લીધા છે આ શુ બતાવે છે? તે વિચારો કે પીતલના સાપમા માણુસોને મારી નાખવાની શકિત હતી? ના, નથી પણુ પ્રભુની પ્રેરણાથી પીતલના સાપે માણુસોનો નાશ કીધો, એમ તમારે કહેવું પડશે. કેમકે પ્રભુની એવી શકિત તમો માનો છો. તો પછી સર્વત્ર માન્ય છે કે દેવતાઓ મન માન્યું આપવા કરવા સમર્થ છે તો કલ્પવૃક્ષ-દ્વારાએ જુગલીયાનાં મનોવાચ્છિત પૂરાં કરે તેમા શુ નવાઈ! એતો દેવતાનો આચાર છે. માટે બાર આરાની હકીકત માનવા યોગ્ય અને સાચી છે તેમાં કાંઇપણુ બાધ નથી. અને તેમાં જે શકા લાવવી તે તદ્દન ખોટું છે.

## ખ્રીસ્તી ધર્મમાં પરસ્પર વિરોધ.

વિરોધ પહેલો—ખ્રીસ્તીધર્મમા ધર્મ વધારવા જૂઠું બોલવામાં પાપ નથી. પાઊલરૂમી ૩–૭ માં કહે છે કે જો મારા જૂઠાથી દેવનું સત્ ઘણું તેના મહિમાને સારૂં વાધ્યું તો હજી સુધી હુ પણુ અપરાધી જેવો કેમ ઠરાવાઊં, પણુ સને ૧૮૯૨ ના ફેબ્રુઆરી માસના અંકમા સત્યોદય નામના ચોપાનીયામાં પાદરી લખે છે કે જૂઠુ બોલવાથી કોઇ મતને ટેકો મળે એમ નથી વિગેરે–

વિરોધ બીજો—ખ્રીસ્તીઓ વ્યાજને માના દુધ સરખું સમજતા હોય એમ માલુમ પડે છે રાજ્ય વહીવટનો આધાર પણ વ્યાજના કામ ઉપરજ રખાતો સમજાય છે એટલુજ નહી પણ મીશનના કામો પણ વ્યાજથી ચલાવે છે હવે આપણે બાઈબલમા જોઇએ, તેમાં શુ લખે છે. સારા માણસોવિશે લખે છે. ગીત. ૧૫ જે વ્યાજે પોતાના નાણા દેતો નથી અને નિરપરાધી પર લાચ લેતો નથી. લેવી ૨૫-૩૫-૩૬ અને જો તારો ભાઇ દરીદ્રી થયો હોય અને તારી સાથે તેના હાથથી ન લેતો તુ તેના હાથને સબળ કર. તે પારકો હોય કે પ્રવાશી હોય કે તારી પાસે જીવન કહાડે તેની પાસે તુ વ્યાજ અથવા વૃદ્ધિ ન લે, એવી રીતે વ્યાજની મના આ કલમોમા પણ છે. નીરગમન ૨૨, ૨૫, ચુન ૨૩-૨૯. નહેમી ૫-૭ દષ્ટાંત ૨૮-૮. હીજકી ૧૮-૮-૧૩ -૭-૨૨-૧૨ એ વિગેરે બીજી જગાથી પણ વ્યાજનુ હરામ થવું સાબેત થાય છે.

વિરોધ ત્રીજો-કેટલાક અજ્ઞાન ખ્રીસ્તીઓ ગાય, બળદ, બકરાને માથામા મારતેલ કે લાકડુ મારી મારીને ખાય છે. કેટલાક મરઘીની ડોક મરડી નાખે છે અને કેટલાક ગાય ભેસના પગની નસ કાપી લોહી વેહેવડાવી મારે છે પણ એ સર્વ પોતાના બાઈબલથી વિરૂદ્ધ છે, જુઓ-પ્રેસરી ૧૫-૨૦ પણ તેઓને એમ લખી મોકલીએ કે વ્યભિચારથી તથા ગુંગલાવીને મારેલાથી તથા લોહીથી વેગળા રહેવું. વળી ઉત્પતી ૯-૪ માં પણ છે

વિરોધ ચોથો—બાઇબલમાં પ્રભુવિષે ઘણી શરમ ભરી વાતો લખાઈ છે, તે આથી માલમ પડશે. ( હજકીઆલ ૨૩-૧ થી ૪ ) અને પ્રભુનું વચન મારી પાસે હતુ એમ કહેતા કે-આદમ પુત્ર બે સ્ત્રી એક માતાની દીકરીઓ હતી, ને તેઓએ મિસરમા વ્યભિચાર કીધો ને તેઓએ પોતાની જુવાનીમા વ્યભિચાર કીધો ત્યા તેઓના થાન દાબેલા હતાને તેઓએ પોતાના કુવારા-

પણાના વહાલ કીધા ને તેમના " વડીઆ હોલાને અહોલીબા તેની બેન તે મારી બાયડીઓ હતી, ને દીકરા દીકરીઓ જણી. ગીત ૨–૭ પ્રભુએ મને કહ્યુ કે તું મારો પુત્ર આજે મેં તને જણ્યો વગેરે ' તોહ ફ્તલ નામના પુસ્તકમા નવમે પાને લખ્યુ છે.

વિરોધ પાંચમો—યાકુબ જેવા માણસની સાથે પ્રભુએ કરેલી કુસ્તીની હકીકત. ઉત્પત્તિ. ૩૨–૩૪ યાકુબ એકલો રહી ગયો અને અરૂણોદય લગી તેની સાથે એક પુરૂષે મલયુદ્ધ કીધું ને જ્યારે તેણે જોયુ કે તેને જીત્યો નહીં ત્યારે તે તેની જાગતળેની નસને અડક્યો ને યાકુબની જાગની નસ તેની સાથે યુદ્ધ કરતા ચઢી ગઈ ને બોલ્યો કે અરૂણોદય થયો છે એ માટે મને છોડ અને તેને કહ્યુ કે તુ મને આશીરવાદ દે નહીતો હુ તને જવા દેવાનો નથી, ને તેણે તેને કહ્યુ તારૂ નામ શું ? તેણે કહ્યુ મારૂ નામ યાકુબ ને તેણે કહ્યુ હવેથી તારૂ નામ યાકુબ નહિ પણ ઈસ્રોપીલા ( દેવની પાસે સરદાર ) કહેવાશે. કેમકે તુ પ્રભુની તથા માણસોની સાથે સરદાર જેવો છું યાકુબે તે જગાનુ નામ પનીયેલ પાડયું. કેમકે મે પ્રભુને સન્મુખ જોયો તો પણ મારો જીવ બચ્યો છે. આ કલમ ઉપર પાદર ફ્રેન્ડર પોતાની બુક ચીકૃતાહુલ અસરાસઆના ત્રીજા ભાગમા લખે છે કે યાકુબ સાથે કુસ્તી કરનાર તે ખ્રીસ્ત હતો.

વિરોધ છટ્ઠો—બાઇબલ જોતા ઇસુ જૂઠુ બોલ્યો એમ સાબીત થાય છે. જુઓ યોહાન ૭–૮–૧૦ તથા પાઊલ જુઠુ બોલવું કબુલ રાખે છે, જુઓ રૂમી–૩–૭ યાકુબનો દગો ઉત્પ–૩ લુટારાપણુ કરી દગાથી સોનું ચાદી લુંટવી. જુઓ નીર્ગમન ૧૨–૩૫–૩૬ ઈસલામીઓના પેગબર હજરતે બીજાઓને ચમત્કાર બતાવવા ચદ્રના બે કડકા કરી નાખ્યા અને તે પાછા મળી ગયા. આ બાબતમા ખ્રીસ્તીઓ ઈસ્લામી સાથે તકરાર ઉઠાવે છે કે ભૂગોળવિદ્યાને અનુસરીને જોતા તે વાત ન બનવા જોગ નથી, સામે ઇસ્લામીઓ જવાબ આપે છે કે –

જુઓ માત્થી ૨–૯ ત્યાંચે તેઓ રાજાનું સાંભળીને ગયા. જુઓ જે તારો પૂર્વમા દીઠો તે તેઓની આગળ ચાલી જ્યાં ઈસુ જન્મ્યો હતો ત્યા ગયો. ને આવી થભ્યો તારાની ચાલ ખગોળ વિદ્યા વિરૂદ્ધ છે. તારા જે ચાલ પર છે તે પ્રમાણે ચાલ્યા કરે છે માર્ક ૧ મા લખે છે કે આકાશનો દરવાજો ખૂલ્યો તો તે દરવાજો કેટલો મોટો હતો અને તે સૂર્યની આગળ હતો કે પેલી ગમ હતો. ઉત્પત્તિ ૭–૧૧ મલા ૩–૧૦ રાજા–૯–૨ આ વરસોમા આકાશની ખીડકીઓ તથા બારણા લખ્યા છે તે ખગોળ વિદ્યાના ક્યા કાયદા પ્રમાણે છે સભા સિક્ષક ૧–૪ પેટી જાય છે ને પેટી આવે છે પણ પૃથ્વી કાયમ રહે છે ને સૂર્ય આથમે છે ને પોતાની ઉગવાની જગ્યાએ વહેલો આવે છે. ગીત ૧૦૪–૫ તેણે પૃથ્વીનો પાયો નાખ્યો તે સરવ કાળ હાલે નહિ. ગીત ૧૦૯ –૯૦ તે પૃથ્વીને સ્થાપી છે ને તે સ્થિર રહે છે. અહોસુઆ ૧૦·૧૨ ને સૂર્ય ગીબીયોન ઉપર તુ સ્થોર રહે ૧૪, લોકો પોતાના શત્રુનું વેર લે ત્યાસુધી સુધી સ્થિર રહ્યો.

આ કલમોથી માલુમ પડે છે કે પૃથ્વી સ્થિર છે અને એજ કારણથી યહોસુઆએ સૂર્યને સ્થિર રહેવાનુ કહ્યુ. જુઓ સૂર્ય એ ફરતો ન હોય તો તેને સ્થિર રહે એમ કહેવાય અને ફરતો છે તેથીજ સ્થિર રહેવાનું કીધેલુ છે, જો સ્થિરજ હોય તો સ્થિર એવો શબ્દ પ્રયોગ બનતો નથી, માટે એ સર્વે ખગોળના કાયદાથી વિરૂદ્ધ છે. ભૂગોળ તથા ખગોળ વિરૂદ્ધ ૫૦૦ ભૂલ હુ લખી શકવા તૈયાર છુ. આટલી બધી ભૂલો છતા બીજાની ખોટી ભૂલ કુયુક્તિએ કરી બતાવવી અને પોતામાંની ખરી ભૂલ પર ઢાંક પીછોડો કરવો એ ન્યાયયુક્તિનુ કર્તવ્ય નથી. જેવુ હોય તેવુ બતાવવામાં અમે દોષ સમજતા નથી અને તેટલામાટેજ આ ટુંક હકીકત અહીં દર્શાવી છે.

વિરોધ સાતમો—ઉત્પત્તિ. ૬ ૬ અને પ્રભુએ પૃથ્વી ઉપર માણસો ઉત્પન્ન કીધા તે માટે તેને પસ્તાવો થયો અરે! ઇસુના

પિતા જે પ્રભુ તેમને પસ્તાવો થયો ત્યારે તો તેમણે માણસોને ઉત્પન્ન કર્યા એ મોટી ભૂલ કરી કહેવાય. અહો આવી ભૂલ કરનારને અપાગ્જ્ઞાની શીરીતે કહેવાય ? માટે મારા ખ્રિસ્તીમિત્રો ! દીર્ઘદૃષ્ટિથી પોતાનુ અને પરનુ એવો લેશમાત્ર ભાવ નહી રાખતા સારાસાર તપાસશો તો ખરૂ અને સત્ય શુ છે તે સારી રીતે સમજી શકશો, પણ જ્યાસુધી મેરી લાપશી ઔર દુસરેકી કુચકી, એ ન્યાય પર જોશો તો કહિ પણ તમને ખરૂં તત્ત્વ હાથ લાગનાર નથી, માટે પરિપૂર્ણપણે પરીક્ષા કરી જગતમા સત્ય અને સર્વજ્ઞ પ્રરૂપિત એવો જે જૈનધર્મ ગ્રહણ કરો અને આભવ અને પરભવ સુધારી મોક્ષના અધિકારી બનો

વિરોધ આઠમો— પહેલુ કાલ વૃત્તાત ૨૨:૫ માં ઇશ્રાયલ પુરૂષો તલવાર ખેચનારા અગીયાર લાખ લખેલા છે અને ૨ સમુએલ ૨૪ ૯ મા આઠલાખ લખ્યા છે. ખ્રીસ્તીઓએ ધર્મ લડાઇમા ચાલીસ હજાર મુસલમાનોને યરૂસાલેમમા મારી નાખ્યા. જુઓ માથી. ૨૬ ૫૧.

વિરોધ નવમો—પ્રેરીતોના કૃત્ય ૫–૯–૧૦ જોતા માલુમ પડે છે કે પીતરે હન્યા અને તેની બઇરીને જરા વાતમા મારી નાખ્યા અને પીતર ઈસુનો શિષ્ય હતો.

વિરોધ દશમો—તોહફતુલહિંદ નામના પુસ્તકના ૧૪૪ મા પાનામા લખ્યું છે કે–ખ્રિસ્તિઓના ટોળામા મૂળ તત્ત્વમા ઘણો ફેરફાર છે. યુનીટરીન ટોળાવાળા તલસીલને માનતા નથી તેમ માત્થીના આગલા બે અધ્યાયને બનાવટી ગણે છે અને બીજાઓ બાપ દીકરો અને પવિત્રઆત્મા એ ત્રણ પ્રભુ અને ત્રણુનો મળી એક પણ દેવ માને છે. કેટલાક ટોળાવાળા ઇસુને પ્રભુ દીકરો માને છે. ઇસુએ થભે ચઢી સરવેને છોડાવ્યા એમ કેટલાક ખ્રિસ્તીઓ માને છે. પણ પલગીયુસનું ટોળુ એવા અકીદા રા-

અવા તે ખોટું ઠરવે છે. બાસદેલી સરથી, કાકોકટાર્ટા, ગનાસ્તી, દોસીતી, અરમની, નાસરીટોળાવાળા ઈસુને વધસ્થળ ચઢાવ્યાનો લેખ માન્ય કરતા નથી અને મૂળ તત્ત્વમા ઘણો ફેરફાર છે. માટે ખ્રિસ્તી ધર્મના પુસ્તકો પ્રભુના પવિત્ર આત્માથી લખાયલા માનવા એ ખોટુ ઠરે છે. માટે આવી કડાકૂટમાથી નીકળી અરિહતને શરણે આવો કે જેથી તમારૂ કલ્યાણ થાય

ઈસ્લામી ધર્મમા ૭૩ પથ છે, પણ ખ્રીસ્તીઓમાં તો ૯૦ પથ છે ત્યારે નેવુ પથમાથી કયો પથ સાચો? એક કહેશે કે મારો સાચો ત્યારે બીજો કહેશે કે મારો. એમ નેવુ પથ વાળા પોતપોતાનો સાચો કહેશે. હવે બધા સાચા માનવા એતો બનેજ નહી ત્યારે તેમાનો કયો એક સાચો અને બાકીના બધા ખોટા એનું નિશાકરણ કોણ કરશે? વળી અમારા જોવામાં આવેલા અને ઉપર બતાવેલા પુસ્તકોવિષે વિચારી જોતા તે બનાવટી અસત્ય માલુમ પડે છે તેથી તે ઉપર ભરૂસો રાખી શકાતો નથી તેમાં દયા, સત્ય આદિ સદ્ગુણો માટે જે કઇ લખ્યુ છે તે સત્ય છે.

ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ આપવા કેટલાક ટોળાવાળા જેવા કે, અગુષ્ટીન મારસીયુની, ડોકોતી, અરથમનનો પથ, મોટા નેસનો પથ, પરગસુસનું ટોળુ, યાકુબી ટોળુ, યુની તેરીઅન, સાસી, સાસીનીયન, પ્રોટેસ્ટન્ટ, રોમનકાથલીક, યુનાની, આરમીની, સુરીયની, વલ્કીન્ટીનસ, મોરમીન, ઇત્યાદી ફરે છે, તેમા કેટલાક હિંદુસ્તાનમા સ્ત્રીઓ અને પુરૂષોના ભેગા સમુદાયથી પણ ફરે છે તેમનાં મીઠાં મીઠા વચનોથી ખીચાઇ કેટલાક ભોળા હિંદુઓ, મોહના માર્યા પોતાનો સનાતન ધર્મ તજી કોઈ પેટ અર્થે તો કોઇ પેસાદિપરિગ્રહના લોભે તો કે સ્ત્રી માટે તેમા દોરવાઇ જઇ ઇતોભ્રષ્ટ સ્તતોભ્રષ્ટ જેવા બની બેસે છે તેવા આર્યવાસીહિંદુભાઇઓ પ્રત્યે મારી નમ્ર વિનતિ છે કે ધર્મ એ પોતાના આત્માનુ કલ્યાણ ક-

રવા માટે ખરૂ અને સત્ય સાધન છે તેની જ્ઞાનદૃષ્ટિએ ખરેખરી પરીક્ષા કરીનેજ અંગીકાર કરવો. નહીં કે ઉપરઉપરની વાત સાંભળી મોહજાળમા મુ ઝાવવાની માફક કોઇથી ફસી પડવુ અને આત્મ અહિત કરવુ જગતમા અનાદિ જયવંતો જૈનધર્મ સર્વજ્ઞ પ્રણીત છે તે અગીકાર કરી મોક્ષ સુખ મેળવવા સાવધાન થવાને મારી મનુષ્યમાત્રને સવિનય વિનતિ છે

## પુનર્લગ્ન સંબંધી ચર્ચા.

હિંદુસ્તાનમા હજારો વર્ષથી શાસ્ત્રાધારે પુનર્લગ્ન કરવું અનુચિત સાબીત ઠરી ચૂકેલુ છે અને તેથી ઊંચ વર્ણમાં તેવું કોઇ પુનર્લગ્ન થતુ નથી. એ વાત સર્વત્ર પ્રસિદ્ધ છે, છતાં હાલ કેટલોક વખત થયા પરદેશી ખ્રિસ્તીઓ હિંદુસ્તાનમા આવી પુનર્લગ્ન કરવું એમ કહેતા ફરે છે. પણ અજ્ઞાની વિષયના લાલચુજ તેવુ કાર્ય કરવા પ્રવર્તે છે, જેને ભવનો ભય છે તે કદિ તે વાત માન્ય કરશે નહી એક દિવસ આ દેખાતુ શરીર નાશ થઇ જશે અને પુણ્ય પાપ સહિત આ આત્મા અન્ય સ્થાને જશે ત્યા જેણે જેવા કર્મ કર્યા હશે તેવા તેને ભોગવવા પડશે. પુનર્લગ્ન કરનાર અને તેને પ્રેરનારની ગતિવિષે જ્ઞાનીજ કહી શકે, કેમકે હુ છદ્મસ્થ હોઇ તેવાની ગતિ વિષે અમુક કહી શકુ નહી. પરતુ તે પાપાનુયોગે દુ:સહ દુ ખ ભોગવવા પડશે એમ તો શાસ્ત્રાધારે કહી શકાય છે માટે તેથી વેગળા રહેવુ. ઉન્હો અગર ઠંડો વાયુ આ પણે દેખી શકતા નથી, પરતુ શરીરે લાગવાથી ઉન્હો અગર ઠંડો વાયુ છે તે જેમ જાણી શકાય છે, તેમ પુનર્લગ્ન કરવાથી પાપ છે તે આખે દેખાતું નથી તેમ તાત્કાલિક પૌદ્ગલિક સુખની અપેક્ષાએ તે કરનારને કદાચ ઠીક લાગતું હશે પણ પરિણામે તેના ફળ મીઠા નથી અર્થાત્ તેથી પાપકર્મ બધાતાં માઠીગતિ પ્રાપ્ત થતાં ત્યા ઘણા દુ ખ ભોગવવા પડે તેમ છે અને તેથી આજીવ, ચાર ગતિમા ભ્રમણ કરતો ઠેકાણે પડવો બહુ મુશ્કેલ છે. માટે સર્વશાસ્ત્રો એકમતે તે ખોટાને ખોટુજ કહે છે, તે પર અર્થાત્

ખરેખરી જ્ઞાની મહારાજના વચન ઉપર શ્રદ્ધા કરી એવા પુનર્લગ્ન કરવાનું કહેનારનાં તેનાં વચન ઉપર વિશ્વાસ રાખવો નહીં અને કોઇપણ લાલચને લીધે પણ તેવું કાર્ય કરવાથી, તેમાં પ્રેરણા કરવાથી તેમજ તેને ઠીક માનવાથી જે વિમુખ રહેશે તેનો આ અને પર એવા બન્ને ભવ સુધરેલાજ સમજવા. મતલબ કે તેથી તેવો પાપબંધ નહી બંધાય

પુનર્લગ્ન જૈનના કોઇપણ શાસ્ત્રોમા કરવાનું કહ્યું નથી

**ખ્રીસ્તી**–મી૦ જેમલ કહે છે તે મુજબ તમારા પ્રથમ તીર્થંકર ઋષભદેવસ્વામી, મરી ગયેલા જુગલીઆની સ્ત્રી પરણ્યા, તે પુનર્લગ્ન કહેવાય. કારણકે જુગલીયણનો ધણી મરી ગયો અને જુગલીયણ વિધવા થઈ તે વિધવાના ફરીથી ઋષભદેવ સાથે લગ્ન કર્યા માટે પુનર્લગ્ન તમારામા થએલુ છે અને તે સત્ય છે, તેમ છતા તમે કહો છો કે–ને ખોટુ છે અને અમારા કોઇ શાસ્ત્રમા કરવાનુ કહ્યુ નથી એમ જે કહેછો એ વાત મનાય તેવી નથી આનો તમે શું ખુલાસો આપી શકો તેમ છો કે ?

**જૈન**—વાહ ! હજુ પણ તમે જૈનધર્મનો જરાપણ મર્મ સમજ્યા હોય એમ જણાતુ નથી. વળી લગ્ન એ શું છે તેનું પણ ભાન હોય તેમ લાગતુ નથી, અને પોતે માની લીધેલ પુનર્લગ્ન સિદ્ધ કરવાને કુયુક્તિ તરફ સહજમા દોરાઈ જઈ એને ખરૂ માની બેસો છો, એ ઘણુ શોચનીય છે. એ બાબતનો થોડા ટુંકામા હુ તમોને ખુલાસો બતાવું છુ, તેથી તમારા મનમા જે કુયુક્તિ ઘર ઘાલી બેઠી છે તે દૂર થતા ખરી અને સત્ય વાત સમજાશે. તે એ છે કે–યુગલીઆ તો લગ્નનો વહેવાર જાણતા નથી તેમ તેમનામાં લગ્ન કહેવાતું નથી અને તેની કોઈપણ ( શાસ્ત્રોક્ત અગર લૌકિક ) ક્રિયા પણ થતી નથી. અનાદિથી ચાલતા આવેલા વ્યવહાર મુજબ યુગલ જન્મે છે અને ઉમ્મરમાં આવતાં તેમનો વ્યવહાર ચાલે છે. પરંતુ ઋષભદેવ

સ્વામી જે યુગલીઅણુને પરણ્યા તેની સાથેનું યુગલ વ્યવહારમાં આવ્યા પહેલાં મરણ પામ્યું હતું અને તે યુગલીણી એકલીજ હતી. તેથી વગર પરણેલી અને અને કોઇપણ રીતે સંસારના વ્યવહારમા આવ્યા વગરની સ્ત્રી ( યુગલીયણુ ) ને ઋષભદેવ સ્વામી પરણ્યા તેને પુનર્લગ્ન કોઈ પણ પ્રકારે કહેવાઇ શકાશે નહી. પુનર્લગ્ન કોને કહેવાય છે? એ તમો સારી રીતે સમજો છો એટલે તે બાબત મારે તમને વધારે સમજાવવાની જરૂર જોતો નથી, એટલે કે જે સ્ત્રીએ શાસ્ત્રોક્ત અગર લૌકિકરીતે એક પુરૂષની સાથે લગ્ન કર્યું હોય અગર સસાર વ્યવહારમાં જોડાઇ હોય તે વિધવા થાય અને બીજા પુરૂષ સાથે લગ્ન કરે એ લગ્નને પુનર્લગ્ન કહેવાય ઋષભદેવ સ્વામીએ જે સ્ત્રીસાથે લગ્ન કર્યું તે પરણેલી નહોતી તેમજ કોઇપણ પ્રકારે સસાર વ્યવહારમાં પડેલી નહોતી. તેની બાલ્યાવસ્થામા તેની સાથેનુ યુગલ મરણુ પામ્યું અને તે એકલી રહી. તેને પિતાની આજ્ઞાથી ઋષભદેવ સ્વામી પરણ્યા, એને કદાપિ પણ જેનામાં થોડી પણ બુદ્ધિ હશે તે પુનર્લગ્ન કર્યું એમ કહી શકશે નહી. યુગલધર્મ નિવારી લગ્ન કરવાનો વ્યવહાર ઋષભદેવ સ્વામીથી પ્રવર્તેલો છે તેથી તેઓ જુગલધર્મનિવારક કહેવાય છે. માટે મી૦ જૈમલે ઋષભદેવે પુનર્લગ્ન કર્યું એમ જે કુયુક્તિ લગાવી છે તે ખોટી છે અને તેમણે પુનર્લગ્ન કર્યુંજ નથી એ વાત સિદ્ધ છે, વળી યુગલોઆ સાથે જન્મે અને સાથે મરે, એવો નિયમ જે જૈમલ પદમીગજીએ જૈનોનાપક્ષતરીકે કર્યો છે તે પણ ખોટો છે; અને વળી જુગલીઆને જન્મથીજ લગ્ન હોય છે એમ તેમણે જે મન ફાવતો તર્ક કરી લોકોને ઉલટું ઠસાવવા પગલું ભર્યું છે તે તર્કન ગેરવાજબી છે. લગ્ન એ શબ્દનો સમજણુ ઋષભદેવે પાડી અને પ્રવર્ત્તાવી અને જુગલીઆમા લગ્ન કરવાનું હતું જ નહીં તો તેને જન્મથી લગ્ન શીરીતે કહી શકાય ? તો તેમનો કલ્પ હતો તે પ્રમાણે તેઓ વર્ત્તતાં હતાં. માટે તેમનામાં લગ્ન હતુંજ નહી

એ વાત સત્ય છે. પુનર્લગ્ન નહોતું એ વાત સત્ય છે. તેમજ ઋષભદેવ જે યુગલીયણુ ( સ્ત્રી ) ની સાથે પરણ્યા તે તદ્દન વગર પરણેલી તેમજ યુગલની સાથે પણ સંસાર વ્યવહારમા આવ્યા વગરની હતી તેથી તેને કોઇપણ પ્રકારે પુનર્લગ્ન કહી સકાયજ નહીં.

વળી જુઓ હાલમા જૈનધર્મમા મહાન્ અને પ્રખ્યાત વિદ્વાન્ બાલચંદ્રજી મહારાજે આપેલા પ્રશ્નોના ખુલાસા

**પ્રશ્ન**—જુગલીઆ સાથે જન્મે અને સાથે મરે એવો નિયમ છે કે નહીં ?

**ઉત્તર**—એવો કાંઇ નિયમ નથી. કારણ કે તેઓનુ આયુષ્ય સ્વોપક્રમી હોય છે.

**પ્રશ્ન**—ઋષભદેવસ્વામી અને રીખભદેવની માતા મરૂદેવી જુગલીઆ કહેવાય કે નહી ?

**ઉત્તર**—જુગલપણે ઉત્પન્ન થયા તેથી (તે અપેક્ષાએ) યુગલીઆ કહેવાય, પરંતુ તેઓનાથીજ જુગલાધર્મ નિવારણ થયો તેથી યુગલીઆ કહેવાય નહીં કારણ કે યુગલીઆં કલ્પવૃક્ષનો આહાર કરે છે અને મરીને દેવલોકમા જાય છે, પણ ઋષભદેવ સ્વામીએ તથા મરૂદેવીમાતાએ તો અન્નાદિકનો પણ આહાર કર્યો છે અને કાળ કરીને મુક્તિમા ગયા છે, માટે જુગલીઆ કહેવાય નહી.

**પ્રશ્ન**—જુગલીઓ મરીગયો અને જુગલીઅણુને ઋષભદેવસ્વામી પરણ્યા તે પુનર્લગ્ન કહેવાય કે નહી ?

**ઉત્તર**—પુનર્લગ્ન એટલે એકવાર લગ્ન થયા હોય તેના બીજી વાર લગ્ન થાય તો પુનર્લગ્ન કહેવાય. પણ જુગલીઆમાં પહેલાં લગ્ન હતાંજ નહી તો પુનર્લગ્ન આવેજ ક્યાથી ? જુગલીઆ સાથે લગ્ન થયું નથી અને ઋષભદેવ સાથે લગ્ન થયુ તે પુનર્લગ્ન કેમ કહેવાય ? ઈત્યાદિ. ( અર્થાત પુનર્લગ્ન નજ કહેવાય )

વાહરે ખ્રિસ્તી મિત્ર ! તમે કુયુક્તિ કરી પુનર્લગ્ન સત્ય ઠોકી બેસાડવા કસર રાખતા નથી પણ તે વ્યાજબી રીતે તે કોઈ પણ પ્રકારે સાબીત થાય તેમ નથી અને તે કરવામાં ઘણુંજ પાપ છે એ સત્ય માનજો. વળી પુનર્લગ્ન સબંધે આ નીચે દીવાળી નામની પરણેલી અને મણી નામે કુંવારી કન્યા હતી, તે બે બેનોનો સંવાદ આપના લક્ષમાલેવા મૂકુ છુ તે ધ્યાન પૂર્વક જોશો.

**દીવાળી**—કેમ મારી નાની બહેન મણી ! આજ કાલ પુનર્લગ્ન થાય છે તુ જાણે છે ?

**મણી**—મોટી બહેન ? પુનર્લગ્ન શુ છે તે હું કાંઈ સમજતી નથી મેતો આજેજ તમારે મોઢે એવુ નામ સાભળ્યુ.

**દીવાળી**—વાહ ? શુ તુ એટલુએ જાણતી નથી. આજકાલ સુધારાને નામે એવો પશ્ચિમનો પવન ફુકાય છે તેમા તું સમજી ન હોય તે વાત જૂદી, પણ તે સાભળ્યુ પણ ન હોય એવું તારા બોલવા ઉપરથી જણાય છે, તેથી હું તાજુબ થાઉ છુ

**મણી**—ખરૂ કહુ છું કે બેન એ શુ છે તે વિષે હુ કાંઈ સમજતી અને જાણતી નથી.

**દીવાળી**—ઠીક, લે ત્યારે હુ તને તે જણાવુ, સાભળ એક વાર લગ્ન કર્યા પછી જે સ્ત્રીનો ભરતાર મરી ગયો હોય તે સ્ત્રી બીજા પુરૂષની સાથે પરણે તેને પુનર્લગ્ન કહેવાય છે.

**મણી**—વારૂ ! સમજી ! ! પણ પરણેલો પતિ મરી જાય ત્યારે તો સ્ત્રી રંડાય–વિધવા થાય અને વિધવા થયા પછી વળી બીજા પુરૂષને પરણે એવુ તે થતું હશે ? એતો અજ સાભળ્યુ. ત્યારે કહે જોઇયે તેવુ પુનર્લગ્ન કરવાથી શો ફાયદો ?

**દીવાળી**—વાહરે મારી નાની બહેન ! એટલુએ ન સમજી ! મનમાનતો નવો ધણી કરી વિષયસુખ ભોગવીએ અને લહેર કરીએ.

મણી—આ તારૂં કહેવું મને ઠીક લાગતું નથી. કેમકે હું શાસ્ત્રાભ્યાસ કરૂં છું. તેમાં સ્ત્રીએ પતિવ્રતા ધર્મ સાચવવો એ સ્ત્રીનું ખરેખરૂ ભૂષણ છે એમ કહ્યું છે અને પતિના મરણ પછી વૈધવ્યધર્મ પાળવો એમ કહેલું છે, અને તુતો નવો ધણી કરવાનું કહે છે એતે બનતું હશે ? ભરતાર હયાત છતા બીજો કેમ કરાય અને તેના મુઆ પછી કરીયે ત્યારે તો આપણે લીધેલું લગ્ન વખતનુ પણ અને વચન ભંગ થાય તેનુ કેમ ?

દીવાળી—એવા વચનનો ભંગ ગણીએ તો મનમાનતું સુખ કયાંથી મેળવાય ? એમાં વચન ભગ બગ કાંઈ થતું નથી.

મણી—વચન ભંગ ન થાય એ તારૂ કહેવુ વાસ્તવિક નથી. માટે એક ભરતાર કર્યા પછી બીજો મનમાનતો ધણી શી રીતે થાય ?

દીવાળી—મારી બેન હજુ તુ ન સમજી, જો સાંભળ. પરણેલો પતિ હયાત હોય ત્યારે તો તે આપણુને રોકી શકે. વળી કાયદાની બારીકીમા પણ આવી જવાય. માટે પતિ મરણ પામેલો હોય ત્યારે મનમાનતો બીજો મેળવવામાં બાધ આવે નહીં; તેથી જેની સાથે આપણાં લગ્ન કર્યા હોય તેની સાથે ફાવટ આવે નહી અને બીજો ધણી કરવાની ઇચ્છા થઇ તો આપણા ધણીને હરેક રીતે ઠેકાણે કરીએ કે મનના મનોરથ બીજો ધણી કરી પાર પાડી શકાય.

મણી—અરે ! મારા મનમા પણ આવી કલ્પના ત્હેં વાત કરી ત્યારથી આવી હતી કે એવી વિષયસુખની વાચ્છાવાળી સ્ત્રીઓ તેવા સુખની ઇચ્છાએ મનમાનતો અર્થાત્ ફાવતો ધણી મેળવવા એવું ઘાતકી કર્મ કરે, કારણકે જ્યારે તેણીને વૈધવ્ય પ્રાપ્ત થતાં અર્થાત્ પરણેલો પતિ મરણ પામતાં બીજો પતિ કરવાની છૂટ છે અને હયાત ધણી હોય ત્યાં સુધી બીજો કરી શકાતો નથી તેથી જો સ્ત્રીના મનમાં બીજો મનમાનતો મેળવવા ઇચ્છો

હરેક પ્રકારે થાય, પણ પરણેલા પતિસાથે સેજ સાજ પણ નહી ફાત્રટ થઈ તો તે માઠું કામ કરવા ઉપર આવે એ સંભવિત છે. અને વળી મને તો એ વાત નિ:સંદેહ લાગે છે કે તેમ થયજ. કેમકે સ્રીની બુદ્ધિ પગની પાનીએ એવી લોક વાણી અને શાસ્ત્ર વાક્ય ખોટુ ન હોય અને તેથીકરીને તેવુ કૃત્ય કરવાને વિષય વાસનાવાળી સ્રી પ્રાછી પડે એ નહી માનવા જોગ છે. માટે પુનર્લગ્નનું નામ પણ મને તો સાંભળવું ગમતું નથી. એક તો વચન ભંગ થાય, બીજું બુદ્ધિ બગડતા પરણેલાપતિને ઠેકાણે પાડવાનુ મન થાય. એવાં ઉગ્ર પાપના કારણ થવા સંભવ છે, તેથી તેમજ શીયળ ભંગનુ મોટુ પાપોપાર્જન થાય, માટે એ મહા દુ:ખદાયી પુનર્લગ્નનું નામ સ્વપ્ને પણ સાંભળવુ વ્યાજબી નથી તો કરાય, કરવાનુ કહેવાય અને કરનારને સારૂ મનાયજ કેમ ? શું જગતમા સતી સ્રીઓ થયાનુ તમને માલુમ નથી અને તેથીજ તેમનાં નામ મરણ પામ્યા છતાં પણ અમર રહ્યાં છે, તેની શું તમને ખબર નથી. માટે હવે તેવુ નામ પણ દેશો નહી.

તે વિશે શાસ્રમા કહ્યું છે તે સાભળો—

॥ जलमज्जेमच्छिपयं, अवगासे पंखीयाणगयगमणं ॥
॥ जाणंति बुद्धिमता, महिलाचरित्तं न जाणंति ॥ १ ॥

અર્થ—જળમા માછલાનો પદસંચાર, (અને) આકાશમાં પખીઓના પગનો સચાર થતો બુદ્ધિમંતો જાણે પણ સ્રીના ચરિત્રને જાણી શકતા નથી. માટે ખચીત એવી પુનર્લગ્ન કરવાની જો છૂટ હોય તો સ્રીઓ શું શું અકાર્ય કરે એ હુ કહી શકતી નથી. માટે પુનર્લગ્ન એવું નામ કાને સાભળ્યાથી મને દુ:ખ થાય છે અને પુનર્લગ્ન કરવું એ મોટું પાપ છે.

વળી શાસ્રમાં આઠ પ્રકારના લગ્ન કહ્યા છે. તેમા પણ પુનર્લગ્નનુ નામ નથી માટે એ કોઈ વિષયવાસનાવાળાં સ્રી પુરૂષોએ ઉત્પન્ન કરેલુ મને લાગે છે. માટે એ મહાપાપમય પુન-

લંગ્નનું નામ સાભળવું નહી અને અરિહંત ભગવાનના ઉપદેશેલા ધર્મને અનુસરવું એજ હિતકારી છે ઇત્યાદિ. આતો કલ્પનાએ કરી સંવાદ ઠરાવ્યો છે એમાથી સાર લેવો એજ સુજ્ઞ સ્ત્રી પુરૂષોને શ્રેયસ્કર છે, અને એજ મારી ભલામણ છે.

**ખ્રિસ્તી**— ઋષભદેવ સ્વામીએ પુનર્લગ્ન કર્યું તો તમારે પણ તમારા પ્રભુના અનુસારે ચાલવુ જોઇએ.

**જૈન**—અમારાપ્રભુએ પુનર્લગ્ન કર્યું નથી, એ વિવેચન આગલ ઉપર અમો બતાવી ગયા છીએ. જે શાસ્ત્ર સિદ્ધ વાત છે તેમા તમારી કુયુક્તિ ખપ આવશે નહી. પુનર્લગ્ન કરવુ એ ખોટુજ છે એ વાત તો નિસદેહ છે, અને અમારા પ્રભુ વર્ત્યા છે તે પ્રમાણે ચાલવાથીજ મોક્ષ મળનાર છે એ સત્યજ છે. પરતુ તમો જેને પ્રભુના પુત્ર માનો છો તે વર્ત્યા હોય તેમ તમારે વર્ત્તવુ જોઇએ કે નહી, તે જરા કહેશો ?

**ખ્રિસ્તી**—હા, અમારા ઇસુએ જે જે કામ જેવા કર્યા હોય તે પ્રમાણે હમારે બેશક ચાલવુ જોઇયે.

**જૈન**—પ્રભુએ પોતાના દીકરાને મરીયમનેપેટે જન્માવ્યો તે મોટો થયો, ગામો ગામ ફર્યો અને સદાચરણ આચર્યો પણ સ્ત્રી પરણ્યો નહી અને કુવારો રહ્યો તો તેના ચરિત્રને અનુસરીને સર્વખ્રિસ્તી મિત્રોએ કુવારા રહેવુ જોઇએ, પરણવુ જોઇએ નહીં અને પરણે છે તે ઇસુના ફરમાનથી વિરૂદ્ધ વર્તન કરે છે એમ હવે તમે ના પાડી શકો તેમ નથી, અને તેથી સર્વે પરણનાર પ્રભુના ગુન્હેગાર ઠરે છે, અને જ્યારે એકવાર પરણનાર ગુન્હેગાર ઠરે છે તો બીજીવાર અને તે વળી એક પત્ની પ્રાપ્ત કરી તેના મરણ પછી વિધવા થએલી સ્ત્રીને પરણવી અને તેવી સ્ત્રીને પરણાવવા ઉપદેશ દેવો અને તેનું સારૂ માનવુ એ ઇસુનો કેટલો મોટો ગુન્હો કહેવાય ! ! તેનો તમોજ વિચાર કરો. વળી જુઓ, મુસાને પ્રભુએ દેખાડેલા દસ કાયદા તેમા પણ પુરૂષે

સ્ત્રીની સાથે લગ્ન કરવુ વળી એક ધણી મરી ગયો હાયતો બીજો ધણી કરવો એવુ કાંઇ બતાવ્યુ નથી છતા ફોકટ પ્રભુના કાયદાથી વિરૂદ્ધ ચાલી પુનર્લગ્ન કરવુ કહો છો અને એને સારૂ માનો છો તે યોગ્ય નથી અને તમારા પ્રભુના કાયદાથીજ તમારા પ્રભુના તમો ગુન્હેગાર થયા ખરોખર અમોને આથી પણ દીસે છે ઇસુ કુવારો રહ્યો તેનુ શુ કારણ તે આપણે તપાસીએ તો સ્ત્રી કરવી તેમા તે પાપ ગણતો હોવુ જોઇએ અથવા તેને કોઇએ દીકરી આપી નહી હોવી જોઇએ વળી તમે કહેશો કે પ્રભુએ તેને પરણવાની ના કહી હતી તો તે પણ કલ્પનાજ છે, કેમકે તેમ તમારા શાસ્ત્રથી શાબીત થતુ નથી કે મારા પુત્ર ઇસુ તું પરણીશ નહીં એવુ વાકય પ્રભુએ કહેલુ તમારા શાસ્ત્રમા જોવામાં આવતુ નથી. ઇસુ કે જેને પ્રભુનો પુત્ર કહોછો તેને કોઇ કન્યા ન આપે એવુ તો માની શકાય નહીં, ત્યારે પાપ ગણીને તે પરણ્યા નહિ હશે એવા અનુમાનપર આવ્યા વિના છૂટકોજ નથી, અને જ્યારે તે એકવાર અને તે પણ કુવારી કન્યાને પરણવામા પાપ માની પરણ્યા નહીં, તો પરણ્યા પછી રંડાએલી એવી જે સ્ત્રી તેનાં પુનર્લગ્ન કરવા એ મહાપાપના કારણને તમો સારૂ માનોછો એ તદ્દન ખોટું છે માટે મારી સર્વ ખ્રીસ્તી ભાઇઓ પ્રત્યે એજ ભલામણ છે કે એ મહાપાપનાકાર્યથી દૂર રહો અને એવુ અઘટિત થતુ કાર્ય સારૂં ન માનો

**ખ્રિસ્તી**—જૈમલ્ર કહે છે કે તીર્થંકરનો એવો અતિશય છે કે સાડીપચ્ચીસયોજન ફરતા ઉપદ્રવ ન થાય, ત્યારે ગોશાળે ભગવાનના બે શિષ્યોને તેજોલેશ્યાથી બાળી મૂકયા તેનુ કેમ ?

**જૈન**—તમોએ જૈનધર્મના સર્વગ્રંથોનુ અવલોકન કર્યું છે નહી. જે માણસ સંપૂર્ણ વસ્તુ ઓળખે છે તેને કોઈ જાતની શંકા રહેતી નથી. પરંતુ વસ્તુનો થોડો થોડો ભાગ જુવે છે તેને સંપૂર્ણ વસ્તુનુ જ્ઞાન કદિપણ થતું નથી. તે ઉપર ગુજરાતીમાં

એક કહેવત છે કે, "ક્યાં તો વગર ભણ્યો ભલો, ક્યાં તો ભલો ભણેલ; અધવછરા જનથી જુઓ, બહુ બીગાડ બનેલ." વળી આ નીચે દૃષ્ટાંતથી તમારી વિશેષ ખાત્રી થશે કે કોઇપણ વસ્તુનું થોડુ થોડુ જાણપણુ હોવા છતા તે વિષેનો અભિપ્રાય બાંધવાથી કેટલી હાનિ અને હાસી થાય છે. તે એ છે કે—

એક ગામમાં પાચ આંધળા રહેતા હતા. તેમની પાસે એક પડિત બ્રાહ્મણ આવ્યો તે સમયે રાત્રીનો વખત હતો પડિત બ્રાહ્મણે પેલા આધળાઓને કહ્યુ કે ચાલો ગામની બહાર હું તમને હાથી દેખાડુ તેઓએ તે જોવાની મરજી બતાવી એટલે તેમને દોરી પંડિત હાથી પાસે આવ્યો. પંડિતે તેઓને કહ્યું કે, આ હાથી ઉભો છે તેને હાથ લગાડી તપાસી જુઓ, એટલે હાથી કેવો હોય તે તમો સમજી શકશો આમ કહેવાથી કોઇ આંધળાએ હાથીની સુઢ ઝાલી કોઇએ પગ ઝાલ્યો. કોઈએ પુંછડું ઝાલ્યું, એમ હાથીનુ એકેક અગ ઝાલીને સર્વ આંધળાઓ પંડિત પાસે આવ્યા. પડિતે પૂછ્યું હાથીને બરાબર તપાસી જોયો? સર્વ આંધળાએ હા કહી ત્યારે પડિતે પુછ્યું, કહો ભાઇ, હાથી કેવો હોય? એકે કહ્યુ કે સાબેલા જેવો હોય, બીજાએ કહ્યુ કે સુપડા જેવો હોય એમ પાચે આધળાએ જુદા જુદા અગ તપાસેલા હોવાથી જુદા જુદા જવાબ આપ્યા, પણ હાથીનુ ખરૂં સ્વરૂપ તેઓમાનો એક પણ બતાવી શકયો નહી. એજ પ્રમાણે જેને શાસ્ત્રનો થોડો બોધ છે, થોડા પુસ્તકો જોયા છે. ગુરૂગમથી તેનુ રહસ્ય જાણ્યું નથી, એવા અપૂર્ણજ્ઞાનવાળો ખરૂ તત્ત્વ પામી શકતો નથી, અને તેથી ખોટા ખોટા તર્ક વિતર્ક તેને થયા કરે છે. તેમા વળી પૂર્ણજ્ઞાનીનું અભિમાન ધરાવવા રૂપ કુયુક્તિઓને જેઓ વળી લોકોને ભ્રમમા નાખવા માટે કરે છે, તેઓને અમો શું કહીએ, પણ વિદ્વાન્ દક્ષ પુરૂષો તો તરતજ તેવી કુયુક્તિઓને સમજી કર્મની બહોળતા વિના આ મતિ ન સુજે

એમ માન્યા વિના રહેનાર નથી. પ્રસંગોપાત્ત આટલુંજ કહી તમોએ પુછેલા પ્રશ્નનો ખુલાસો આપું છું. વીર ભગવાનને લોહીખંડવાડો થયો તથા બે શિષ્યને બાળી મૂક્યા એનો અચ્છેરામાં સમાવેશ થાય છે. માટે શંકાની જગા રહેતી નથી જૈન શાસ્ત્ર કથકો, સર્વજ્ઞ હતા અને તેમને કોઈપણ પ્રકારની લાલચ, લોભ વિગેરે હતું નહીં, તેથી યથાર્થ જે વાત જેમ હતી તેમજ બતાવેલી છે.

**ખ્રીસ્તી**—જ્ઞાતામા કહ્યું છે કે, શેલાંગ રાજરૂષિએ ત્રણ વાર દારૂ પીધો તેનુ કેમ?

**જૈન**—પીધો તે આચાર નથી પણ અનાચાર દોષ છે. કર્મ વશે પ્રાણીઓથી અકર્તવ્ય વસ્તુ બની જાય છે અને તેથી તેનુ પાપ તેને ભોગવવું પડે છે તેમા કાંઈ શાસ્ત્રની આજ્ઞા નથી કે દારૂ પીવો. દારૂપીવો એ મહાપાપ કાર્ય છે.

## અકામ નિર્જરા ૪

**ખ્રિસ્તી**—અજ્ઞાનવડે તથા ઇચ્છા વિના દુઃખ ભોગવવું તેને અકામ નિર્જરા કહે છે. વળી નિર્જરાવડે જીવ કરેલાં કર્મ દૂર કરીને બેરંદ્રિય તેરેંદ્રિય વિગેરેભવ પામતો મનુષ્ય થાય છે તેમ કહેવું ખોટુ છે. કેમકે નિર્જરાવડે કર્મનુ છોડવું થાયછે પણ જેવાં કર્મ છોડે છે તેવા સમયે સમયે સાત આઠ કર્મ બાંધે છે, એવી રીતે કર્મનો વ્યવહાર ચાલી રહ્યો છે અને અજ્ઞાની જીવ કર્મ છોડે થોડાંને બાંધે વધારે એ વચન પણ બાધકારક છે.

**જૈન**—અજ્ઞાની જીવ પણ જેમ નદીનો પથ્થર ઠોકર ખાતો ખાતો ગોળ થઇ જાય છે. તેમ યથાપ્રવૃત્તિકરણેકરીને અજ્ઞાની અવસ્થામાં તથા દ્રવ્યમનરહિત અવસ્થામાં પણ જન્મ મરણ કરતો જીવ કદાપિ કર્મનો બંધ થોડો બાંધે છે, તેમ તેમ એકંદ્રિયાદિકની બેરંદ્રિયાદિક ગતિની પ્રાપ્તિ થાય છે અને યાવત્ મોહનીય કર્મની અગણોતરકોડાકોડી સાગરોપમની સ્થિતિ ખપાવીને એક કોડાકોડી સાગરોપમની સ્થિતિ બાકી રાખે છે, આમ

કર્મનો બંધ સમયે સમયે થાય છે, પણ આયુષ્યકર્મનો બંધ તો એકભવમાં એકજ સમયે થાય છે. જે સમયમાં આયુષ્ય કર્મનો બધ થાય તે સમયમા કાંઇ ઓછી પ્રકૃતિ બાંધતો બેર-દ્રિયાદિકથી તેરંદ્રિયાદિકની ઊંચી ગતિમા જાય એ સ્વભાવથી છે. માટે કર્મનો નાશ કરી અનુક્રમે પંચેદ્રિય થવુ તથા સંપૂર્ણ કર્મનો નાશ કરવો એ પણ સર્વ સત્ય છે

**ખ્રીસ્તી**–જૈમલ કહે છે કે, જૈનોએ પ્રભુને વીતરાગ વિશેષણ આપી નકામો બનાવી દીધો છે, અને ઇદ્રે પ્રભુની સ્તુતિ કરી તેમાં વીતરાગ એવુ વિશેષણ આપ્યું નથી. આવિષે શો ખુલાસો હવે તમે આપી શકવાના છો ?

**જૈન**—સાભળો, નામ માત્ર સાધુપણુ મી૦ જૈમલને થયુ, નમુત્થુણ ભણ્યા પણ ગણ્યા નહી, અર્થાત્ એનો તાત્પર્યાર્થ સમજાયો નહીં અને શાસ્ત્રને બદલે શસ્ત્રરૂપ સદ્દહણા થઈ એ કર્મની વિચિત્રતા વિના બીજું શું કહી શકાય ? **नमुत्थुणं अरिहंताण** આાદિપદ તેમા **अरि** એટલે રાગ દ્વેષરૂપી શત્રુ તેને **हंताणं** એટલે હણનાર એ ઉપરથી ખુલ્લુજ છે કે, રાગ દ્વેષ રહિત એવા પ્રભુ ઠર્યા, અર્થાત્ **वीतराग** પ્રભુ એટલે રાગ વિનાના એવો અર્થ પ્રથમ **અરિહંતાણું પદમાંથી** નીકળે છે અને **अरिहंताणं** એ પદનો અર્થજ વીતરાગ થાય છે તો ફેર શા કારણથી વીતરાગ વિશેષણ નથી લખ્યું ? તેને પણ એટલી બુદ્ધિ પહોચી નહી અગરતો જાણી બુઝી લોકોને અવળાપાટા બધાવાનો પ્રયત્ન કરી પોતાની તુલના કરાવી આ બેમાંથી એકનીતો તેમનાથી ના પાડી શકાશે નહીં એવુ જૂઠું કહેવું તે શું ઠીક એમ કોઈ કાળે પણ કહેવાશે. વળી જુઓ, **जय वीयराय जगगुरु** એ પદનો એમા “ જગતના ગુરૂ એવા વીતરાગ ભગવાન્ જયવંતા વર્તો ” એ સ્પષ્ટપદ કહ્યુ છે માટે વીતરાગ પદ સત્યજ છે. વળી જગત્ કર્ત્તા ઇશ્વર માનવો જોઈયે એવું અમારા કોઈ પણ ગ્રંથમાં છે નહીં તો નીકળે ક્યાથી ? ઇશ્વર

તા છેજ નહા માટે જગતકર્તા ઇશ્વર માનવામાં જેજે વિરોધ
ાાવે છે તે તે સર્વ પહેલાં લખી બતાવ્યા છે ત્યાંથી જોઇ લેવા
ભલ !! જે ભ્રમ તમને પડેલા છે તે દૂર કરી સર્વજ્ઞપ્રણીત અનાદિ
લથી સિદ્ધ શ્રી જૈનધર્મ અંગીકાર કરી આ મનુષ્ય જન્મ સફળ
રી મુક્તિપદને ભવ્યજીવો પામો.

મી૦ જેમલે તેના પુસ્તકમા જેજે શકાઓ ઉઠાવી કુયુક્તિ
ાળ ગુથી છે તેનીદરેક બાબત ઉપર ઘણુ ઘણુ વિવેચન કરવાનું
ાને લખવાનુ છે, પરંતુ ગ્રથ ગૌરવના ભયને લીધે ટુકમાજ
ાહીં દર્શાવ્યું છે જે કોઇને વિશેષ એ સંબધે ખુલાસો લેવા
ાણવાની ઇચ્છા હોય તેઓએ વિદ્વાન્પુરૂષોને રૂબરૂમા મળવુ.

णिलुंठतिपादाग्रे, काचः शिरसिधार्यते, परीक्षककरे प्राप्तः काचः
ाचः मणिर्मणिः ॥

માધ્યસ્થદષ્ટિયુકત માધ્યસ્થપુરૂષોજ ધર્મની પરીક્ષા કરી
ાકે છે.

હવે હુ ગ્રન્થના અંતમાં અરિહત ભગવાનની સ્તુતિ કરૂં
ડુ કે હે ભગવન્ !! આ પચમ કાળમા પચઝેર ભેગાં થયાં છે
ાાની પુરૂષોનો વિરહ પડયો છે પણ આપના મુખથકી નીકળેલી જે
સેદ્ધાતરૂપ વાણી છે તે ભવિક જીવોના હૃદયમા આપના પ્રતાપથી વાસ
ારો અને કપોલ કલ્પિતધર્મ એવુ નામ અને અધર્મભૂત જે
મંધારૂ તે ભવિકજીવોના હૃદયમાથી દૂર જાઓ. इत्यलंविस्तरेण.

લે. મુનિ બુદ્ધિસાગર.
મુ૦ સુરત.
વિ સ. ૧૯૫૭
વૈશાખ પૂર્ણિમા-ગોપીપુરા.
ખેમુભાઇની વાડીમાં
ॐ शान्तिः ३

સમાપ્ત

ॐ अर्हंमहावीराय नमः

# જૈન ખ્રીસ્તી સંવાદ.

## (ગ્રન્થ ૨ બીજો)

---

પ્રાંતિજમાં વિ. સં. ૧૯૮૦ ના પોશ માસમાં અમારૂ જવાનુ થયુ ત્યાં ખ્રીસ્તિયોનુ સ્ટેશન પાસેનુ દેવળ જોયું ખ્રીસ્તિ ચર્ચ પાસે હિંદી ખ્રીસ્તિયોનાં ઘર છે ત્યા કોઈ કોઇ વખત જવાનું થતું તે પ્રસંગે જૈનધર્મ અને ખ્રીસ્તિધર્મ સબંધી ચર્ચા ચાલતી હતી, ખ્રીસ્તિયો અમારી સાથે રસપૂર્વક જ્ઞાનગોષ્ટી કરતા હતા. તે સબંધીનો સંવાદ નીચે પ્રમાણે જૈન અને ખ્રીસ્તિના સંવાદનામે લખવામાં આવે છે

**ખ્રીસ્તિ**—જૈનાચાર્ય ! અમારો ખ્રીસ્તિધર્મ એક સત્ય ધર્મ છે અને અન્યહિંદુ, બૌદ્ધ, મુસલમાન, અને જૈનધર્મ, અસત્ય છે એમ મારૂં માનવું છે

**જૈન**—ખ્રીસ્તિભાઇ તમારૂ માનવું સત્ય નથી. સર્વ ધર્મોમાં અપેક્ષાએ થોડુ ઘણું તરતમયોગે સત્ય રહેલુ છે એકલા ખ્રીસ્તિ ધર્મમાં સર્વથા સત્ય નથી દયા, સત્ય, અસ્તેય બ્રહ્મચર્ય, સંતોષ, પરોપકાર, ક્ષમા, સરલતા, શૌચ, પ્રભુભક્તિ વગેરે ધર્મગુણો જે જે ધર્મોમા રહેલા છે તે તે ધર્મો તે તે ગુણોની અપેક્ષાએ સત્ય છે.

**ખ્રીસ્તિ**—ખ્રીસ્તીધર્મીઓવડે આખી દુનિયા જીતાઇ છે માટે એક ખ્રીસ્તિધર્મ સત્ય છે

**જૈન**—ખ્રીસ્તિભાઇ, તમારૂં એવુ કહેવું પણ સત્ય નથી. બહારથી પશુબલથી જે લોકો આખી દુનિયાને વશ કરે તેથી તે લોકોનોજ ધર્મ કંઇ સત્ય કરતો નથી. એક વખત આર્યોએ

આખી દુનિયાને જીતી લીધી હતી, એક વખત મુસલમાને તમારા સમાન રાજ્ય વિસ્તાર્યું હતું, તેમાં તો પશુબલ છે કંઇ ધર્મનુ સત્યબળ નથી માટે તેથી તમારોજ ધર્મ સત્ય તો નથી. તમારા પૂજ્ય ઈશુ ક્રાઇસ્ટને યાહુદીઓએ શૂળીપર ચઢાવીને મારી નાખ્યા હતા તેથી કઈ યાહુદીઓનો સત્યધ ઠર્યો નથી. મહાત્મા મહમદ પેગબરને મૂર્તિપૂજકોએ પર્વતે નસાડી મૂકયા હતા તેથી કઇ મહમદપેગબરનો ધર્મ અ ઠરે નહીં ઈશુ ક્રાઇસ્ટેપણ કહ્યુ છે કે " તમારૂ રાજ્ય અત છે. તમારૂ સ્વર્ગ અતરમા છે બાહ્યમા નથી " તેવા વચનને તમો સમજી શકતા નથી તેથી બાહ્યરાજ્યસત્તાના મોહ તમારા ધર્મને સત્યઠરાવવા માગોછો, એ તમારી ભૂલછે તમ ખ્રીસ્તિયો પરમેશ્વરને ભૂલીને અને બાઇબલને હડસેલીને યુરોપ પરસ્પર લડી મર્યા લાખો મનુષ્યો મરી ગયા તેમા તમ ધર્મની તેમના પર શી અસર થઇ ? તે વિચારશો તો તમ અજ્ઞાન ટળી જશે

ખ્રીસ્તી—જે ખ્રીસ્તિ થાય છે તેમા પ્રભુ ઉતર્યો છે ર પ્રભુ તેનો ઉદ્ધાર કરે છે, માટે અમારો ધર્મ સત્ય છે, અને બાઈબલમા કહ્યુ છે

જૈન—દુનિયાના સર્વધર્મોમા અને સર્વધર્મશાસ્ત્રોમા પ્રમાણે કહ્યુ છે, તેથી કઈ તમારો એકલોજ ધર્મ સત્ય ઠરતો ન ખ્રીસ્તિયો દેશરાજ્ય લક્ષ્મી મોહે પરસ્પર ખ્રીસ્તિયોનો સ કરે છે. તેઓનામા જો પ્રભુ ઉતર્યો હોત તો તેઓએ આજ સેકડો લડાઇઓ કરી અને પરસ્પરખ્રીસ્તિયોને મારી ના અને પાપી બન્યા તે બનત નહી જેનામા પ્રભુ ઉતરતો તે પ્રભુનો ભક્ત ખ્રીસ્તિ કહેવાય, એમ જો કહેતા હોવતો ખ્રીસ્તિ કઇ બાપટીઝમલેવાથીજ થતો હોય વા ખ્રીસ્તિ બનવ બનતો હોય એવું છેજ નહીં, જેનામા સત્ય, દયા, અસ્તેય, બ્રહ્મચર્ય, પરોપકાર, પ્રભુપ્રીતિ, નીતિ, સદાચરણ, ક્ષમા, શ

પ્રગટે તે પ્રભુ ભક્ત ગણાય અને તેનામાં પ્રભુ ઉતર્યો ગણાય. બાકીનામાં નહી અને એજ વ્યાખ્યા ખરો માનોતો સર્વપ્રકારના ધર્મીઓની કોમમાં કોઈ કોઇમા તેવા ભક્તો સતો હોય છે, એકલા ખ્રીસ્તિયોમાં તો તેવા ભક્તો સતો હોતા નથી, તેથી ખ્રીસ્તિયોમાજ પ્રભુ ઉતરે છે એ વાત અસત્ય ઠરે છે. તમારી કોમમાં પ્રભુ ઉતરે અને અન્ય હિંદુ વગેરે ધર્મીકોમોમા પ્રભુ ન ઉતરે એવો કંઈ પ્રભુને પક્ષપાત નથી. પ્રભુ તો અવરતો નથી તથા ઉતરતો નથી. પ્રભુને ખ્રીસ્તિયો વ્હાલા છે અને જૈન, હિંદુ, બૌદ્ધ, મુસલમાન વગેરે વ્હાલા નથી એવુ નથી. ખ્રીસ્તિ કોમમાં મોટાભાગે હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર, ક્રોધ, લોભ, કપટ, અહંકાર, રાજ્ય લક્ષ્મી લેવાની તૃષ્ણા, અન્યાય, જૂલ્મ, વગેરે દુર્ગુણો વધે છે, યુરોપી ખ્રીસ્તિયો અન્યદેશી ખ્રીસ્તિ-યોને પોતાના પગતળે કચરે છે, તેથી તેઓમા પ્રભુ ઉતરેલો દેખાતો નથી પણ શયતાન ઉતરેલો છે, તેથી તે લોકો પરસ્પર લડાઇ, રાજ્યલક્ષ્મીલોભથી જુલ્મ, અન્યાય વગેરે પાપોમાં તણાય છે, તેઓ શયતાનના કબ્જામા રહે છે, પ્રભુને ઠેકાણે શયતાનને હૃદયમા રાખે છે. હિંદમા ખ્રીસ્તિયોની સંખ્યા વધારવાના લોભમાં અન્યાય, જૂઠ, કરે છે દગા, વગેરે પાપકર્મોને તેઓ કરે છે તેથી હાલ પ્રત્યક્ષથીતો પ્રભુ તેઓના હૃદયમા ઉતરેલો દેખાતો નથી અને તેઓનો ઉદ્ધાર થએલો પણ દેખાતો નથી, કારણકે તેઓ જડ-વાદની ઉંડીખીણમા જ્યાં શયતાનનો વાસો છે તે તરફ ધસ્યા જાય છે માટે હું તો એમ કહુ છુ કે જે સદ્ગુણી હોય તેમાં સ્વાત્મારૂપ પ્રભુ પ્રગટે છે અને સ્વાત્માનો આત્મપ્રભુ ઉદ્ધાર કરે છે અને એવા ગુણી ભક્તો સર્વધર્મી કોમોમાં કોઇ કોઇ હોય છે માટે ખ્રીસ્તિ ધર્મ સત્ય ઠરતો નથી અને અન્યધર્મો સર્વથા અસત્ય ઠરતા નથી

**ખ્રીસ્તી**—જેઓ ઇસુક્રાઇસ્ટને કબૂલે છે અને તેના શરણે જઈ ખ્રીસ્તિ ધર્મ માને છે તેઓને મુક્તિ મળે છે. બીજાઓના મુક્તિ થતી નથી.

જૈન—તમારૂ એવુ એકાંત માનવુ અસત્ય ઠરે છે જેઓ રાગદ્વેષને જીતે છે અને સમભાવે વર્તે છે તે ગમે તે ધર્મીજાતના હોય તોપણ તે મુક્તિ પામે છે. ઇસુ એ મનુષ્ય હતો. તે પ્રભુની ભક્તિ કરતો હતો યાહુદીઓએ તેને શૂળીપર ચઢાવી મારી નાખ્યો, તેતો એમ કહે છે કે–બીજાનુ પાપ હુ ધોઇ નાખતો નથી અને મારૂં પાપ બીજા ધોઇ નાખતા નથી. જે પ્રભુની ભક્તિ કરશે, અને સદ્‌ગુણી બનશે તે પોતાનું ।પાપ ધોઈ નાખશે. બીજાઓને તરવું અગર મરવું તે તેમની ભક્તિ અગર પાપ ઉપર આધાર રાખે છે. માટે ઈસુ તો મરી ગયો તેથી તેના શરણે ન જતા અને ખ્રીસ્તિધર્મ ન કબૂલ કરતા જે જિન પ્રભુપર પ્રેમ રાખે છે અને રાગદ્વેષાદિ કષાયોનો નાશ કરે છે તે મુક્ત થાય છે. પ્રભુને કંઇ એવો પક્ષપાત કે મોહ નથી કે જે ખ્રીસ્તિ થાય તેનેજ તારે અને બીજાઓ–અન્યધર્મીઓ કે જે પ્રભુનુ ભજન કરે તેઓનાપર તે દ્વેષ રાખી તેઓને ન તારે જો તે ખ્રીસ્તિયોપર રાગ રાખે અને અન્યોપર દ્વેષ કરે તો તે રાગી દ્વેષી પ્રભુ થાય અને પ્રભુ તો રાગી, દ્વેષી, પક્ષપાતી, હિંસક નથી, તેથી ઇસુ ક્રાઈસ્ટના શરણે જવાની અને ખ્રીસ્તિ થવાની કંઈ પણ જરૂર નથી દુર્ગુણ દોષ પાપોને હઠાવી પ્રભુના ભકત બનવાની જરૂર છે. ઈસુ જેવાતો પ્રભુના કરોડો ભકતો થઈ ગયા છે. હિંદુસ્થાનમાતો ઈસુ જેવા લાખો મનુષ્યો હાલ પ્રભુના ભકતો છે. જે પ્રભુના ભકતો થાય છે તે આત્મપ્રભુને પામે છે. ઇશુએ તો દ્રાક્ષારસ માસ વાવર્યો હતો હિંદમાં તો પ્રભુના એવા પણ ભકતો પડયા છે કે જેઓએ વંશપરપરાએ આજ સુધી દારૂમાસ વાપર્યાં નથી અને દયા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્યાદિ સદ્‌ગુણ સદાચારથી હાલ પણ ઈશુ ક્રાઈસ્ટ કરતાં ઉચ્ચા દરજજે છે. તમો, ઇશુ ક્રાઈસ્ટના દ્રષ્ટિરાગીછો, તેથી તમને બીજા ભકતો ન દેખાયતો તેમાં આશ્ચર્ય નથી. પ્રભુના કેટલાક ભકતો તો ગુપ્ત હોયછે તેઓ કોઇની જાણમાં પણ આવતા નથી.

**ખ્રીસ્તી**—ઈશુ ક્રાઈસ્ટ તો ખાસ પ્રભુનો પુત્ર હતો, તેણે આંધળાઓને દેખતા કર્યા પાંગળાઓને ચાલતા કર્યા. બહેરાઓને સાંભળતા કર્યા મરેલાઓને જીવતા કર્યા. એવો કોઈ બીજો પ્રભુનો ભકત થયો નથી, માટે ઇશુ ક્રાઇસ્ટના શરણે જવું જોઇએ અને ખ્રીસ્તિ થવુ જોઇએ.

**જૈન**—બંધુ ! તમો હજી પ્રભુના પુત્રનું સ્વરૂપ જાણતા નથી. જે જે મહાત્માઓ સંતો ભકતો છે તે સર્વે પ્રભુના પુત્રો છે. ઈશુએ જેમ માતાના પેટમાં અવતાર લીધો હતો તેમ સર્વે ભકતો સંતો માતાના પેટમાં જન્મે છે ઇશુને મરીયમ મા હતી તેમ સર્વ ભકતોને માતા હોય છે, પિતાના વીર્યથી અને માતાના રકતથી ગર્ભમા મનુષ્ય અવતરે છે. તમો કહેશો કે પિતાના વીર્ય વિના ફકત માતાના પેટમાં ઇશુ રહ્યા એમ માનવું તમારૂ ખોટું છે. કારણ કે પિતાના વીર્ય વિના શરીર બંધાય નહીં અને પુત્ર થાય નહીં. તમો એમ કહેશો કે મરીયમના પેટમા પરમેશ્વરે વીર્ય મૂકયું. તમારૂ એવું કથન પણ અસત્ય છે. કારણ કે પરમેશ્વર પ્રભુ છે તે નિરાકાર છે, તેથી નિરાકારને વીર્યબિંદુ હોય નહી. તમે પ્રભુએ વીર્ય નાંખ્યુ એમ કહેશો તો તે ખોટું ઠરે છે, કારણ કે તે નિરાકાર હોવાથી સ્ત્રીસાથે ભોગભોગવી શકે નહી અને ભોગવિના વીર્ય પડે નહી ઇત્યાદિ અનેક દોષો આવે છે, તેથી તમારાથી તેમ માની શકાય તેમ નથી. પ્રભુનો પુત્ર અર્થાત્ પ્રભુને ભકિતથી પુત્ર સમ વ્હાલો એવો અર્થ કરશો તો તેથી સંત ભકતો જેટલા થયા અને થશે તે સર્વે સર્વધર્મના સંતો-ભકતો-મહાત્માઓ ખરેખર પ્રભુના પુત્રો ઠર્યા અને ઠરશે. કંઈ એકલા ઈશુજ પ્રભુના પુત્ર ઠર્યા નહી, તેથી એકલા ઈશુને પ્રભુનો પુત્ર માની બીજા ભકતોને પ્રભુના પુત્રો ન માનવા તે તમારો પક્ષપાત, અન્યાય, મોહ ઠરે છે. આંધળાઓ કે જે થોડુ દેખતા હોય તેઓને દવાના બળે દેખતા કરી શકાય છે, પગે લુલા થએલાઓને દવાથી સાજા કરી શકાય છે, જેઓ મરણ પામવાની તૈયારીમા હોય તેઓને દવાથી તથા આ-

શીર્વાદસંકલ્પથી જીવતા કરી શકાય છે. અજ્ઞાનથી આંધળા થએલાઓને જ્ઞાન આપીને દેખતા કરી શકાય છે. ચારિત્રરૂપ પગથી આજાર થએલાઓને પ્રભુના પુત્ર સમાન સતો ભક્તો છે, તેઓ ચારિત્રપુરૂષાર્થરૂપ પગવાળા કરી શકે છે અજ્ઞાન મોહથી મરેલા લોકોને સતો—ભક્તો ખરેખર આત્મજ્ઞાનનો બોધ આપીને જીવતા કરી શકે છે અને એવા જ્ઞાનીજીવને જીવતા થએલાઓને દ્વિજ કહેવામાં આવે છે હિંદમાં હિંદુ—જૈન—બૌદ્ધ શાસ્ત્રોમાં એવા ચમત્કારિ ઋષિમુનિયોની સેકડો વાતો આવે છે. મહમદ પેગંબરે ચમત્કારો બતાવ્યા છે પ્રભુ મહાવીરદેવે અનેક ચમત્કારો બતાવ્યા છે, તેમની પાસે ઇન્દ્રો અને દેવો આવતા હતા. બુદ્ધની પાસે પણ દેવો આવતા હતા, કબીર નાનક, સ્વામીનારાયણ, વગેરે સંતોએ પણ એવા ચમત્કારો બતાવ્યા છે, તેથી લૌકિક વ્યવહારે સર્વજાતના ધર્મીઓની કોમોમા એવા ચમત્કારી થએલા મહાત્મા—સતો—ભક્તોને પ્રભુના પુત્રો કહેવા પડશે અને એવા સર્વને પ્રભુના ભક્તો માનીને તે સર્વેએ ઉપદેશેલો ધર્મ તે પ્રભુએ કથેલો ધર્મ માનવો પડશે અને એમ જો નહીં માનોતો તમો પક્ષપાતી ઠરશો અને અજ્ઞાન ઠરશો, તમો કહેશો કે બાઇબલમાં પ્રભુના પુત્ર ઇશુની વાત આવે છે તેથી બાઇબલ અને ઇશુ બેને સત્ય માનીશું પણ બીજાઓને નહી માનીએ, જો એમ માનશો તો એકાતપક્ષપાતી અસત્ય માન્યતાવાળા તમો ઠરશો અને સર્વધર્મમા થએલા ભક્તો, ઋષિયો મુનિયોને અને તેમના કથેલાં શાસ્ત્રો વેદો, પુરાણો, કુરાન આગમો, ધર્મપિટકોને સત્ય માનશો તો તમારે બાઇબલ અને એકલા ઇશુપર આગ્રહ ન રાખવો જોઇએ અને હિંદુ મુસલમાન અને જૈનોને ખ્રીસ્તિ બનાવવાની જે અજ્ઞાન ચેષ્ટામોહ છે તે છોડી દેવો પડશે.

**ખ્રીસ્તિ**—મનુષ્ય ખ્રીસ્તિ થાય છે એટલે તે દુર્ગુણ દોષ દુરાચારોથી મુક્ત થાય છે માટે ખ્રીસ્તિ થવાની જરૂર છે.

**જૈન**—ખ્રીસ્તિબંધુ !!! એવું બોલવુ એતો તમારો મિથ્યા

મોહ છે. કારણ કે ખ્રીસ્તિ થએલાઓ સર્વે દુર્ગુણ દુરાચારથી મુક્ત થએલા દેખાતા નથી. ફકત તમે ખ્રીસ્તિ બનાવવાના મોહથી એવું બોલો છો. હાલમાં અમુકધર્મવાળાજ સર્વથા સર્વ સદ્ગુણી છે એવું ક્યાંય દેખાતું નથી. યુરોપમા હવે રોમનકેથોલીક અને પ્રોટેસ્ટંટગુરૂઓ અને ખ્રીસ્તિધર્મ ઉપરથી ઘણા યુરોપવાસીઓની શ્રદ્ધા ઉઠી ગઇ છે. ખ્રીસ્તિઓમા દુર્ગુણ દુરાચારે ઘણો પ્રવેશ કર્યો છે એમ હાલ ત્યાની સ્થિતિથી માલુમ પડે છે, તો હિંદમાં ખ્રીસ્તિઓ નવા કરવાના કરતા ત્યાના ખ્રીસ્તિયોને સુધારો તો બસ છે. હિંસા, જૂઠ ચોરી, વ્યભિચાર, દારૂ, પાન, ખૂન, માંસભક્ષણ, જુલ્મ, વગેરે દુર્ગુણોથી મુક્ત થવું એમ હિંદ, જૈન, બૌદ્ધ વગેરે સર્વ ધર્મીઓને તે તે ધર્મના ઉપદેશકોએ કહેલુ છે તો તેનાથી તમે કંઈ વિશેષ શો ઉપદેશ દેવાના હતા? માટે હવે ખ્રીસ્તિયો કરવાનો મોહ તથા અજ્ઞાન છડીને તમો પોતેજ સદ્ગુણી સદાચારી વીતરાગ પ્રભુના ખરા ભક્તો બનો તો બહુ સારૂ.

ખ્રીસ્તિ—ખ્રીસ્તિ મનુષ્ય, આત્મિકબળ ખીલવી શકે છે અને તે ધન સત્તા વગેરેથી સાહેબ લોકોની પેઠે સુખી થાય છે.

જૈન—ખ્રીસ્તિ થનારાઓ સુખીજ થાય છે એવો હાલમા નિયમ દેખાતો નથી, કારણ કે યુરોપ, અમેરીકા વગેરે દેશોમા ખ્રીસ્તિયો ખરા સુખી નથી અને ખરી શાતિ કે સુખ તેમને મળી શકતુ નથી. હાલમા ખ્રીસ્તિ સમાજો, દેશ રાજ્ય વ્યાપારાદિ ભેદે એકબીજાનું ગળું પીસવાની તૈયારીમા હોય છે, તેમજ અન્યધર્મીઓપણ દેશ રાજ્ય લક્ષ્મી મોહે પરસ્પર એકબીજાનાં ગળા રેસવા તૈયાર થતા હોય છે ત્યાં સુખશાતિ ઉન્નતિ નથી. ખ્રીસ્તિબનનાર રાજા વગેર કંઈ સર્વે અહિંસાવાદી શાંત સુખી બન્યા નથી અને બનનાર નથી. પૂર્વદેશના વાસીઓ જો ખ્રીસ્તિયોનું અનુકરણ કરી ખ્રીસ્તિ થશે તો તેઓ કંઈ સુખી થવાના નથી. ગમેતે ધર્મવાળી કોમમાં દયા, સત્ય, શ્રદ્ધા, પ્રેમ, નીતિ, અસ્તેય, અવ્યભિચાર, સંતોષ, ઉપકાર, ભક્તિ, સેવા અને આત્મજ્ઞાનથી શાતિ છે અને એવા સદ્ગુણો અને

સદાચાર ધરનારાઓ હિંદુ વગેરે હોય વા મુસલમાન હોય વા ખ્રીસ્તિ વા બૌદ્ધ હોય તો તે સુખી થાય છે પણ ખ્રીસ્તિ થવા માત્રથી કંઈ કોઇ સુખી થઇ શકતો નથી. પ્રભુ કંઇ ખ્રીસ્તિને સુખી કરે છે અને અન્ય ધર્મવાળાને દુઃખી કરે છે એવો કઇ પ્રભુ, પક્ષપાતી નથી. પરમેશ્વર તો એમ ફરમાવે છે કે બાહ્યનું સુખ તે સુખ નથી. સદ્‌ગુણોથી સુખ છે અને દુર્ગુણોથી દુખ પડતી છે, માટે ખ્રીસ્તિયોની સખ્યા વધારવાનો જે મોહ છે તે શયતાન છે, તેનાથી મુક્ત થવુ જોઇએ. જે ધર્મી કોમમા સમતાદિ સદ્‌ગુણો પ્રગટશે તે સુખી થશે, પછી તે ગમે તે ધર્મવાળો હોય પણ આત્મામા પ્રભુનુ સ્વર્ગ રાજ્ય મેળવનારો હોવો જોઈએ.

**ખ્રીસ્તિ—જૈનબંધુ !!!** જેવું ખ્રીસ્તિધર્મમા તત્ત્વજ્ઞાન છે તેવુ કોઈ ધર્મમા તત્ત્વજ્ઞાન, આત્મજ્ઞાન નથી, અને ઇશુ જેવો કોઇ વૈરાગી પ્રભુભકત મહાત્મા થયો નથી.

**જૈન**—ખ્રીસ્તિબંધુ !! તમો એક બાજુની વાત કરો છો. તમોએ પક્ષપાત રહિતથૈ સર્વ ધર્મીઓના મહાત્માઓના ચરિત્રો વાચ્યાં હોત અને તેઓનું તત્ત્વજ્ઞાન વાંચ્યુ હોત તો એકાત પક્ષપાત વાળું બોલત નહી. દુનિયાના લોકો કૃષ્ણને અને વેદાંત તત્ત્વજ્ઞાનને વખાણે છે. તેમજ જિનેશ્વરમહાવીર અને જૈન તત્ત્વજ્ઞાનને વખાણે છે, તથા બુદ્ધઅને બૌદ્ધશાસ્ત્રોને જેટલા પ્રમાણમા વખાણે છે તેટલા પ્રમાણમા મધ્યસ્થમનુષ્યો, બાઈબલને વખાણુતા નથી. આર્યધર્મ જૈનશાસ્ત્રોમા જેટલું તત્ત્વજ્ઞાન છે તેટલું બાઇબલમાં તત્ત્વજ્ઞાન નથી. યુરોપીયન લોકો હવે જૈનશાસ્ત્રો, વેદાંતશાસ્ત્રો, અને બૌદ્ધશાસ્ત્રો ભણીને કહેવા લાગ્યા છે કે બાઇબલમા એવું તત્ત્વજ્ઞાન નથી. બાઇબલમા એક પ્રભુ છે તેણે છ દિવસમાં જગત્ રચ્યું. રવિવારે થાક ખાધો. પ્રભુએ પોતાની ભક્તિ કરવા માટે મનુષ્યો બનાવ્યા છતાં પ્રભુના જેવો બળવાન સેતાન છે તે પ્રભુનાં બનાવેલા મનુષ્યોને ભમાવી દે છે. મનુષ્યો, પ્રભુની પ્રાર્થના કરે છે. ખ્રીસ્તિયો દર રવિવારે પ્રભુની પ્રાર્થના

દિલથી કરે છે તો પણ પ્રભુ, ખ્રીસ્તિયોના હૃદયમાંથી હજી સુધી શયતાન દૂર કરવા માટે શક્તિમાન્ થયો નથી. મનુષ્યોએ પ્રભુની પ્રાર્થના કરવી, સાતહજાર વર્ષ પહેલા પ્રભુએ જગત્ બનાવ્યું છે. ઇશ્વર, પોતાની ઇચ્છાથી મોક્ષ આપે છે એવા મૂલ સારભૂત બાઇબલ છે. ભૂસ્તરશાસ્ત્રીઓ જણાવે છે કે લાખોવર્ષ પહેલાની દુનિયા છે તેથી બાઇબલની હકીકત પૃથ્વી સૂર્ય વગેરે છ સાત હજાર વર્ષવાળી સત્ય જણાતી નથી.

**ખ્રિસ્તી**—પ્રભુએ મનુષ્યો વગેરેના આત્માઓ બનાવ્યા, તેમજ ગાયો વગેરે પશુઓને અને પખીઓ વગેરેને મનુષ્યોના ખાવા માટે બનાવ્યા, તથા પ્રભુએ શયતાનને બનાવ્યો કે જે મનુષ્યોને પ્રભુની ભક્તિમાંથી નાસ્તિક પાપી કરે છે.

**જૈન**—ખ્રીસ્તિ બધુ ! સર્વધર્મનાં પુસ્તકોને એકવાર મધ્યસ્થ દૃષ્ટિથી વાચી જવું જોઇએ અને વિવેકદૃષ્ટિથી વિચાર કરીને તેમાનું સત્ય વિચારવું જોઇએ. બાઇબિલ પુસ્તક વાચ્યું એટલે તે બધુ સત્ય છે એમ અનુભવ કર્યા વિના વિશ્વાસ ન કરવો પ્રભુ, મનુષ્યો વગેરેના આત્માઓને બનાવી શકતો નથી તેમજ જીવોના કર્મોને પણ બનાવી શકતો નથી. પ્રભુ, રાગદ્વેષરહિત છે તેને કોઇ જીવોને બનાવવાની ઇચ્છા થતી નથી, તેમજ ગાયો વગેરેને પણ મનુષ્યોના ખાવા માટે બનાવી નથી. તેમજ પ્રભુ, દયાળુ જ્ઞાની છે તે જીવોને દુખ આપનાર એવા શયતાનને બનાવેજ નહીં. આપણે કોઇને દુખ થાય એવું કરતા નથી તો પછી પરમેશ્વર, મનુષ્યોને દુખી કરનાર એવા શયતાનને શામાટે બનાવી શકે ? તમે કહેશો કે મનુષ્યો પ્રભુની આજ્ઞા માનતા નથી, તેથી તેઓને શયતાન દુખ આપે છે તો અમારે તમને પુછવાનું કે— મનુષ્યોએ શો ગુન્હો કર્યો છે કે શયતાન તેના હૃદયમાં પેસે છે ? તમે કહેશો કે એવી પ્રભુની મરજી છે, તેથી મનુષ્યોના હૃદયમાં શયતાન પેસે છે તો પછી પ્રભુએ મનુષ્યો વગેરેના હૃદયમાં શયતાનને દાખલ કર્યો તો પછી મનુષ્યો વગેરેને દુઃખ આપનાર પ્રભુ

પોતે દોષો ઠર્યો. કારણ કે પ્રભુના હુકમ વિના શયતાનનું જોર નથી કે મનુષ્યોના હૃદયમા પેસી પાપ કરાવે.

ખ્રિસ્તી—પ્રથમ પ્રભુએ આદમને બનાવ્યો અને તેના પાસળામાથી હવાને બનાવી. બેને એદનની વાડીમા મૂકયા. પ્રભુએ આદમને કહ્યું કે તું ફળ ખાઇશ નહો, એવામાં શયતાન આવ્યો તેણે આદમને લલચાવ્યો અને આદમે ફળ ખાધું તેથી મનુષ્ય જાતિપર પ્રભુનો કોપ ઉતર્યો અને તેઓને શયતાન પીડવા લાગ્યો. પ્રભુની આજ્ઞાને આદમે ન માની તેથી તેની ઓલાદ શયતાનના તાબામા ગઇ છે અને પાપ કરે છે, તેથી પ્રભુ, તેઓને દુ ખ આપે છે. તેમા પ્રભુએ તો ન્યાય કર્યો છે અને મનુષ્યો જો પ્રભુની પ્રાર્થના કરે છે અને પ્રભુની કૃપા તેઓપર થાય છે તો તેઓને તે સુખી કરે છે.

જૈન—ખ્રીસ્તિબન્ધુ ! ! જે બાબત જ્ઞાન અને ન્યાયથી સિદ્ધ ન થાય તે કલ્પનારૂપ સિદ્ધ થાય છે. પ્રભુએ શયતાનને ઉત્પન્ન કર્યો તેમાં પ્રભુની ભૂલ થઇ કારણ કે, પ્રભુ એટલુ જાણી શકયા નહીં કે આ શયતાન ખરેખર મારા બનાવેલા આદમને ભમાવી દેશે. પ્રભુની બીજી ભૂલ એ થઇ કે આદમ અને હવામાં સત્ય જ્ઞાન આપ્યુ હોત તો તે બે ખરેખર શયતાનના કપટને જાણી શકત અને શયતાનની ભૂલમાં સપડાત નહી. ત્રીજી ભુલ પરમેશ્વરની એ થઇ કે તેણે શયતાનનો વાંક હતો છતા શયતાનને દબાવ્યો નહી, ઠ ઠયો નહી અને બિચારા આદમ અને હવા ઉપર કોપ કરી શાપ આપ્યો. ચોથી ભૂલ પરમેશ્વરની એ થઇ કે પોતાની શકિત છતા પાછો શયતાનને મારી નાખ્યો નહીં. પાંચમી ભૂલ, પરમેશ્વરની એ થઇ કે તેણે જીવોને બનાવતી વખતે પક્ષપાત કર્યો અને કેટલાકને રાજા શેઠ બનાવ્યા અને કેટલાકને દુઃખી બનાવ્યા. અને મનુષ્યો વગેરેને ખાવામાટે પશુઓ પખીઓ વગેરેને બનાવી તેઓને દુ ખી કરી નિર્દય બન્યો છઠ્ઠી ભૂલ તમારા પ્રભુની એ હતી કે જીવોને કારણ વિના બનાવ્યા અને તેઓને પાપ લગાડયાં.

પ્રભુએ જો પાપ કર્મો બનાવ્યાં ન હોત તો જીવોને પાપકર્મ લાગત નહીં સાતમી ભૂલ પરમેશ્વરની એ થઇ કે તેણે જીવોને અલ્પજ્ઞ મૂર્ખ બનાવ્યા તેથી જીવો પ્રભુને જાણી શકતા નથી. આઠમી ભૂલ પરમેશ્વરની એ થઇ કે પોતાનો મહિમા ગાવા મનુષ્યોને બનાવ્યા. પોતાનો મહિમા જો મનુષ્યો ન ગાત તો તેથી પ્રભુને શુ ગમતું ન હોતું ? આનંદ નહોતો આવતો ? નવમી ભૂલ પરમેશ્વરની એ થઇ કે પ્રભુએ કેટલાક જીવોને મનુષ્યો બનાવ્યા અને કેટલાકને પશુ વગેરે બનાવ્યાં તેથી પ્રભુએ મનુષ્યોપર પક્ષપાત કર્યો અને પશુઓપર અન્યાય જૂલ્મ ગુજાર્યો પ્રભુએ જગત્ બનાવ્યુ તેનો મશાલો તે ક્યાંથી લાવ્યો ? કહેશો કે પરમેશ્વરે પોતાના માહીથી કાઢયો તો કહેવાનુ કે પ્રભુ જો જડ હોયતો તેમાથી બનેલુ જગત્ જડ થવું જોઇએ પણ મનુષ્યો વગેરે કંઈ જડ નથી. પરમેશ્વર જો ચૈતન્ય સ્વરૂપ હોય તો પ્રભુનુ જગત્ સર્વે ચૈતન્ય રૂપ બનવુ જોઈએ. પ્રભુ જો જગત્ બનાવે તો તેમા એ પ્રમાણે દૂષણો આવે છે. પ્રભુમા જો રાગદ્વેષ છે તો તે પ્રભુ નથી. રાગદ્વેષ રહિતપ્રભુને જગત્ રચવાની ઇચ્છા હોતી નથી જેને ઇચ્છા છે તે અધુરો અપૂર્ણ છે. કારણ કે રાગ દ્વેષવાળાને ઇચ્છા થાય છે જ્યા ઇચ્છા છે ત્યાં મોહ છે અને જેનામાં મોહ છે તે પરમેશ્વર નથી પરમેશ્વરને જગત્ રચવાનું કંઈ પ્રયોજન નથી તમે એમ કહેશો કે જીવોને આનદ આપવા માટે જગત્ રચ્યુ છે, તેના ઉત્તરમા કહેવાનું કે મનુષ્યો, પશુઓ, પંખીઓ, જલચરો વગેરે પ્રત્યક્ષ દુખ ભોગવે છે, બૂમો પાડે છે, રોગથી રડે છે. દુનિયામા જન્મ જરા અને મરણથી જીવો દુઃખી થાય છે. દુખ સાગર જેટલુ છે અને સુખતો અલ્પ છે, તેથી પ્રભુએ જીવોના આનંદમાટે જગત્ બનાવ્યુ એમ પણ ન્યાયથી સિદ્ધ ઠરતું નથી. પ્રભુ જો સર્વ શકિતમાન છે અને દયાળુ છે તો જગત્માથી શયતાનને કેમ હાકી કાઢતો નથી ? તમે એમ કહેશો કે જગત્ના જીવો છે તે પ્રભુનો વિશ્વાસ લાવતા નથી, તો તેના ઉત્તરમાં કહેવાનુ કે જગતના જીવો અજ્ઞાની છે, તેથી પ્રભુને સમજતા

નથી અન તેથી પ્રભુને વિશ્વાસ લાવતા નથી પણ પ્રભુ તો જ્ઞાની અને દયાળુ છે તેણે તો જાણવું જોઇએ કે આ બિચારા જીવો અજ્ઞાની છે, મારો વિશ્વાસ લાવતા નથી, તેમા તેઓનો વાક નથી ? પણ શયતાનનો વાંક છે તેથા મારે શયતાનને હાકી કાઢવો જોઇએ. શયતાન છે તે જીવોને ભમાવીને તેઓની પાસે પાપો કરાવે અને પ્રભુ તે પાપીજીવોમાટે નરક બનાવે એતો પાડાનો વાક અને પખાલીને ડામ જેવું છે. તમારા પ્રભુના ઠેકાણે હું જો કે પ્રભુ નથી અને પ્રભુ હોઉ એવી કલ્પનાથી જો જગત્ બનાવું અને સર્વજ્ઞ શક્તિમાન્ હોઉં તો પ્રથમ તો શયતાનને બનાવું નહીં, કારણ કે સર્વજ્ઞપણાથી પ્રથમથી જાણી લઉ કે શયતાન મારા જીવોને ભરમાવીને પાપી કરશે. બીજુ સર્વમનુષ્યો વગેરેને મારા પ્રભુ જેવા સર્વજ્ઞ બનાવું અને સર્વ પ્રકારના ક્રોધ, માન, માયા, લોભ, સ્વાર્થ, અન્યાય આદિ દુર્ગુણો વિનાના બનાવી દઉ. ત્રીજુ દુનિયામાં પાપ બનાવું નહી તેથી પાપી જીવો થાય નહી અને નરકમાં જાય નહી, દયાવાન્ હોવાથી નરક પણ બનાવું નહીં એકલુ સ્વર્ગ બનાવી દઉં. ચોથુ હું જો સર્વ શક્તિમાન્ હોઉ તો એક ક્ષણમા જગત્ બનાવી દઉ પણ મને જગત્ બનાવતાં થાક લાગે નહી અને આરામ લઉ નહી અને સર્વલોકોની આગળ પ્રત્યક્ષ થાઉં અને આકાશમાં રૂપધારી ઉપદેશ આપું કે જેથી લોકોને મ્હને આખો મીચીને શોધવાની જરૂર પડે નહી. પાચમું હુ જો પ્રભુ હોઉ તો સર્વ જીવોને એકસરખા સુખી બનાવું અને જીવો પરસ્પર એકબીજાને ખાઈ જાય નહીં એવા બનાવુ. છઠ્ઠું જો હુ પ્રભુ હોઉ અને મેં કોઇને જગત્પર મોકલ્યો હોય તો સર્વ મનુષ્યો પોતપોતાની ભાષામા સમજે એવી રીતે દિવ્યરૂપ ધારણ કરીને સર્વ લોકોના દેખતા સાંભળતાં કહું કે આ મારો મોકલેલ છે માટે એનો ઉપદેશ સાભળશો અજ્ઞાની લોકો મારા ભક્ત વા પુત્રને શૂળીએ ચઢાવે તો હજારો શૂળીઓને તોડી નાખું અને પ્રત્યક્ષરૂપ કરીને સર્વ લોકોની જાહેરમાં એવું કરી બતાવું. છઠ્ઠું હું

જો પ્રભુ હોઉ તો સર્વ લોકોને પ્રથમથી એવા જ્ઞાની બનાવું કે તેઓમાટે કોઇ ઉપદેશક મોકલવાની જરૂર રહે નહીં. સાતમું હું જો પ્રભુ હોઉ તો જીવોને જન્મ જરા અને મરણના ફંદમા નાખુ નહીં અને જીવોને સદા જુવાન રાખુ અને અન્ય જડવસ્તુઓના ભોગોનાં ક્ષણિક સુખ ન આપતાં જીવોને તેઓના અંતરમાં સુખથી ભરપૂર બનાવુ અને સમજુ બનાવું કે જેથી તેઓ રાજ્ય, લક્ષ્મી, સ્ત્રી, જડભોગોની પ્રાપ્તિમાટે મારામારી ન કરે, તેથી જીવોને બનાવીને તેઓ મારૂં ગાન પ્રાર્થના કરે ત્યારે તેઓપર પ્રસન્ન થાઉ એવી જૂઠી મોટાઈ ન રાખું. આઠમું હું જો પ્રભુ હોઉ તો મારી લીલામાટે જીવોને બનાવીને દુ.ખી ન કરૂ, તથા જીવોને બનાવીને પશ્ચાત્ આદમપર કોપ ન કરૂં અને શાપ પણ ન આપું, તેથી બુદ્ધિપૂર્વક વિચાર કરતાં એમ લાગે છે કે જીવોનો, મનુષ્યોનો, તથા જગત્નો કર્ત્તા ઈશ્વર નથી. તેમજ પ્રભુના સમોવડીઓ જે શયતાન છે તે કંઇ પ્રભુના તાબામાં નથી. જો પ્રભુના તાબામા શયતાન હોત તો તે શયતાનને શિક્ષા કરત પણ તે તેના તાબામાં નથી, તમે એમ કહેશો કે કયામતના દિવસે તે શયતાનને શિક્ષા કરશે તો કહેવાનું કે તે યોગ્ય નથી. વર્તમાનમાં જીવોની પાસે પાપ કરાવનાર શયતાનને તે કેમ વારતા નથી અને જો તે વારતા નથી તો પાપીજીવોને નરકમાં પ્રભુ નાંખે તેમા જીવોનો વાંક નથી, શયતાનનો વાંક છે તેથી પ્રભુ અન્યાયી ઠરે છે માટે જગત્નો કર્તા પ્રભુ ઠરતો નથી.

**ખ્રીસ્તિ**—બાઇબલમા ઇશુ ક્રાઇસ્ટે જે ઉપદેશ આપ્યો છે તે શું ? અસત્ય છે, અને ઇશુ ક્રાઇસ્ટ પોતે શું પ્રભુ ભકત નહોતા ? તે વિષે તમારો શો મત છે.

**જૈન**—પ્રિય ખ્રીસ્તિબંધુ !!! સર્વધર્મનાં પુસ્તકોમાથી અપેક્ષાએ જે જે સત્ય હોય તે તારવી કાઢવું જોઇએ. ઈશુ ક્રાઇસ્ટે જે જે ઉપદેશો આપ્યા છે તેમા જે સારૂં સત્ય છે તેને અમો માનીએ છીએ. તેણે જે દયા, સત્ય, અસ્તેય, પરોપકાર, સંતોષ, ક્ષમા,

સરલતા, પવિત્રતા, માટે ઉપદેશ આપ્યો છે તે સત્ય છે અને તેવો ઉપદેશ તો એશિયાના, હિંદના અનેક ભક્તોએ તેમની પૂર્વે પણ આપ્યો છે. તેમણે ઇશ્વરે જગત્ બનાવ્યુ, અને જીવોને ઈશ્વરે બનાવ્યા તથા ગાય વગેરેપશુઓમા તથા પંખીઓમાં આત્મા નથી, ઇત્યાદિક જે કહ્યું છે તે અસત્ય છે બાઈબલમા પ્રભુ યહોવાહને રાગી, દ્વેષી, કોપ કરનાર તરીકે જણાવ્યો છે, તેથી ઇશ્વરના યથાર્થ સ્વરૂપને ઇશુએ જાણ્યું હોય એમ અમે માનતા નથી. રૂશિયાના મહાત્મા ટોલ્સ્ટોયે ઇશ્વરની માન્યતા કબુલરાખી છે પણુ તે દયાળુ હોવાથી કોઇને નરકમાં નાખતો નથી અને નરક નથી એમ તેણે જણાવ્યું છે. મહાત્મા ઇશુએ ઇશ્વરને પ્રેમ કરનારો તથા કોપ કરનારો જણાવ્યો છે તે બાબત સત્ય નથી, તેનુ કારણ અમે પૂર્વે આપ્યુ છે. મનુષ્યોના ખાવા માટે પ્રભુએ પશુ પંખી જલચરો બનાવ્યા છે એમ જે કહ્યું છે તે પણ અસત્ય છે. કારણ કે દયાળુ, ન્યાયી ઈશ્વર કદાપિ મનુષ્યોનામાટે પશુઓ વગેરે બનાવે નહીં. કારણ કે પશુઓ વગેરે જીવો છે તેઓને મરણ વ્હાલુ લાગતું નથી, ઉલટું તેઓ મૃત્યુના ભયથી નાસી જાય છે અને બહુ દુ:ખી થૈ ચીસો બુમો પાડે છે, તેઓ જીવવાની ઇચ્છા ધરાવે છે, મનુષ્યની પેઠે સુખ દુઃખ જાણે છે અને જીવવા ઇચ્છે છે, તેથી મનુષ્યોના ખાવામાટે પશુઓ વગેરે બનાવ્યાં એવું જો ઈશુનું મંતવ્ય હોય તો તે અસત્ય છે અને બાઇબલમા લખેલુ એવું અસત્યછે. પ્રભુ યહોવાહે, નગરો મનુષ્યો ઉપર કોપ કર્યો ઈત્યાદિ પ્રભુમાં કોપ વગેરે દોષો જે દર્શાવ્યા છે તે પણ અસત્ય છે જીવો સદા નિત્ય છે, અનાદિ કાળના છે, તેઓને પ્રભુએ બનાવ્યા ઈત્યાદિ કથન અસત્ય છે. બાકી જે સત્ય છે તેને તો અમો બાઇબલમાં હોય કે ગમે તેમા હોય તેને માનીએ છીએ, તથા ઈશુક્રાઇસ્ટમાં જે જે દયા વગેરે નીતિના મોક્ષમાર્ગાનુસારી ગુણો કેટલાક હતા તેને અમો માનીએ છીએ. સર્વ મનુષ્યો, ઇશુક્રાઇસ્ટના જેવા ભક્તિ નીતિના ગુણોથી ઈશુઓછે અને આત્માની શુદ્ધિથી સર્વ

મનુષ્યો પ્રભુ ઇશ્વર બની શકેછે, તેથી અમો ખાસ એકલા ઇશુનેજ ભક્ત માનતા નથી પણ એવા ગુણોવાળા સર્વ મનુષ્યો પૈકી હાલ પણ અનેક પ્રથમગુણસ્થાનકવાળા ભક્તો છે અને તે મોક્ષમાર્ગાનુસારી થૈ પ્રભુપદ પ્રાપ્તિ માટે આત્મોન્નતિક્રમપર કાલાંતરે આરૂઢ થાય છે એમ માનીએ છીએ. એથી આગળના ગુણસ્થાનકવાળા જેઓ બાર વ્રતધારી શ્રાવકો છે અને પંચમહાવ્રતીત્યાગી ઋષિ મુનિયો છે તે ઇશુ કરતા મહોચ્ચદશાવાળા છે, કારણ કે તેઓ દારૂમાંસાદિકનો પણ ત્યાગ કરીને પરમાત્મપદની આરાધના કરે છે. ઇશુક્રાઇસ્ટમા જે સદ્ગુણો ખીલ્યા હતા તેની અનુમોદના છે ઇશુક્રાઇસ્ટે યજ્ઞવેદીઓપર પશુઓનાં બલિદાન અપાતા હતા તેના વિરૂદ્ધ ઉપદેશ આપ્યો. હિંદુઓ, બૌદ્ધો, મુસલમાનો વગેરેમા ઇશુક્રાઇસ્ટ જેવા હજારો વિદ્વાનો પ્રગટયા છે અને પ્રગટશે, ઇશુએ અંજીરના વૃક્ષ પર કોપ કરી શાપ આપ્યો હતો તેથી તેમનામા ક્રોધ હતો એમ સિદ્ધ થાયછે. ઇશુક્રાઇસ્ટ અને બાઇબલમાં જે જે અંશે સત્ય છે તેને અમો સાપેક્ષાએ જૈનધર્મનુ અંગ માનીએ છીએ બાઇબલમાં લખેલ પ્રભુ યહોવાના કરતા ઇશુ ક્રાઇસ્ટને મનુષ્યોપર વિશેષ દયા હતી. કારણ કે યહોવાહે કેટલાક મનુષ્યોપર કોપ કર્યો છે. યહોવાહ પોતાને નહીં ભજનાર મનુષ્યોને શિક્ષાની ધમકી આપેછે પણ ઇશુ ક્રાઇસ્ટે યહોવાહની પેઠે મનુષ્યોને ધમકી આપી નથી. ઇશુને પ્રભુપર ઘણો પ્રેમ હતો અને તે પ્રભુના માર્ગના અનુયાયી ભક્ત બન્યા હતા એમ લૌકિકભક્તદૃષ્ટિએ માનુંછુ પણ તેમણે પ્રભુનું પૂર્ણસ્વરૂપ અનુભવ્યું હતું એમ અમે માની શકતા નથી. શુદ્ધ પરમાત્મા સ્વરૂપનુ તેમને જ્ઞાન નહોતું. તેમના નીતિના ગુણો ખીલ્યા હતા અને તેમના વિચારોમા મક્કમ રહી તે શૂળીપર જીવવાની ઇચ્છાએ અશક્તિએ ચઢયા તે ગુણ ખરેખર મનુષ્યોને સત્યાગ્રહના માર્ગપર લાવવા માટે ગ્રાહ્ય છે. તેના કરતાં ઉચ્ચ પ્રકારે જૈન અનેક મુનિયોએ ધર્માર્થે પોતાના પ્રાણોનો સમ-

ભાવે ત્યાગ કર્યો છે, અનેક હિંદુ ઋષિયોએ તથા બૌદ્ધમુનિ યોએ પણ પ્રભુના અને ધર્મના વિશ્વાસથી ઇશુની પેઠે પ્રાણોનું બલિદાન આપ્યુ છે.

ખ્રીસ્તી—તમારા મત પ્રમાણે ખ્રીસ્તિયોની મુક્તિ થાય કે ન થાય ?

જૈન—પ્રભુ મહાવીરદેવ કથે છે કે જે મનુષ્યો સમકિત સમ્યગ્જ્ઞાન પૂર્વક સમભાવને પ્રાપ્ત કરે છે તેવા સર્વ મનુષ્યોની મુક્તિ થાય છે. કહ્યું છે કે,

**सेयंवरोवा आसंवरोवा, बुद्धोवा अहव अन्नोवा,**

**समभावभावी अप्पा, लहइ मुक्खं न संदेहो.**

ભાવાર્થ—ચાહે શ્વેતાંબર હોય, દિગંબર, બૌદ્ધ હોય, વૈષ્ણવ વૈદિક હિંદુ, ખ્રીસ્તિ મુસલમાન ગમે તે ધર્મી હોય પણ જો રાગદ્વેષ-થી મુક્ત થૈ સમભાવી બને છે તો તે મુક્તિ પામે છે, એમાં સન્દેહ નથી. સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્રની પ્રાપ્તિવિના સમભાવની પ્રાપ્તિ થતી નથી. જેઓ પ્રભુનામા રાગ, દ્વેષ, ક્રોપ માને છે તેઓનામાંથી રાગદ્વેષ ટળે નહીં અને રાગદ્વેષ ટળ્યા વિના મોક્ષની પ્રાપ્તિ થાય નહીં. રાગદ્વેષવાળા ઇશ્વર જ્યા સુધી માનવામા આવે છે ત્યા સુધી અજ્ઞાન મિથ્યાત્વ છે તેથી મિથ્યાત્વ જ્ઞાનવાળાઓ ગમે તે ધર્મના હોય પણ જ્યાં સુધી તેઓનામાં મિથ્યાત્વજ્ઞાન, રાગ, દ્વેષ, ક્રોધ, કામ, વગેરે દોષો છે ત્યાં સુધી તેઓ મોક્ષ પામી શકતા નથી રાગદ્વેષનું દ્વૈત ટળ્યાવિના પ્રાર્થના, ભક્તિ તપ જપ થકી મોક્ષની પ્રાપ્તિ થઇ શકતી નથી. રાગદ્વેષ રહિત હોય છે તેજ સર્વજ્ઞ દેવ હોય છે અને તેના ઉપદેશપ્રમાણે વર્તવાથી મુક્તિ થાય છે. સર્વજીવોપર અને સર્વધર્મોપર તથા ધર્મીઓપર સમભાવ થવાથી મોક્ષ થાય છે અને એવા સમભાવપર મનુષ્યો આવે તે માટે જૈનધર્મનો સર્વજ્ઞે ઉપદેશ આપ્યો છે. અન્ય લિંગમાં અન્ય દર્શનીઓમાં સમ્યગ્દર્શન જ્ઞાન પૂર્વક જો સમભાવ

આવે છે તો તેઓની મુક્તિ થાય છે, એ પ્રમાણે જે જે ખ્રીસ્તિ-યોમાં સમ્યગ્દર્શનજ્ઞાન પૂર્વક સમભાવ આવશે અને રાગદ્વેષાદિક દોષો રહિત થશે તેઓની મુક્તિ થશે. સમભાવી જે ખ્રીસ્તિયો થશે તે જૈનધર્મને સત્ય માનશે પાળશે તેથી તેઓની મુક્તિ થશે.

**ખ્રિસ્તી**—અમો જે મુક્તિ માનીએ છીએ તેમાં દિવ્ય શરીર હોય છે અને ત્યા દિવ્ય પ્રેમ તથા દિવ્ય ખાવુ પીવુ હોય છે અને ત્યાં ફરી હરી શકાય છે.

**જૈન**—ખ્રીસ્તીબન્ધુ ! તમારી માનેલી મુક્તિ અમારા દેવલોક-સ્વર્ગલોક જેવી હોય છે. જૈનશાસ્ત્રોમા ભુવનપતિ, વ્યતર, જ્યોતિષ અને વમાનિક એ ચાર પ્રકારના દેવો અને દેવીઓ હોય છે. તેઓ દિવ્ય અમૃત આહારને ગ્રહે છે. શાતા-વેદનીય જન્ય આનંદમા રહે છે. જ્યા ત્યા દિવ્યવૈક્રિયદેહથી દેવો અને દેવીઓ ફર્યા કરે છે, અને શાતાજન્યસુખની મોજમા મસ્ત રહે છે. ત્યા દૈવિકપ્રેમથી વર્તે છે, પાછાં ત્યાથી બાંધેલું પુણ્ય ભોગવ્યા બાદ ચવીને મનુષ્ય વગેરેમાં જન્મે છે, ઈશુક્રાઈસ્ટે અમારી દેવલોક સ્વર્ગની માન્યતાને મોક્ષ તરીકે માનીને તેનો ઉપદેશ આપ્યો હોય એમ લાગે છે. અમારા દેવલોક અને તમારી મુક્તિ તે એકજ છે અને જૈનશાસ્ત્રોમાં કથેલી મુક્તિ તે તો સત્ય મુક્તિ છે. એવી મુક્તિમાં અનત સુખ છે અને અનત જ્ઞાન છે અને એવા મુક્ત થએલા શુદ્ધાત્માઓ યાને પરમાત્માઓ સંસારમાં પુનઃ જન્મતા નથી.

**ખ્રીસ્તિ**—પ્રભુ સર્વજીવોને બનાવે છે અને જીવોને પોતેજ સારી માઠી બુદ્ધિ આપે છે. તેની કૃપા થાયતો ગમે તેવા ઘોર પાપીને મોક્ષ આપે છે અને તેની કૃપા ન થાય તો તે ગમે તેવા સદ્ગુણીને પણ મોક્ષ આપતો નથી. તેની મરજીમાં આવે છે તેમ તે કરે છે.

**જૈન**—ખ્રીસ્તિબંધુ ! ! હજી તમો અન્ધ વિશ્વાસ અને અન્ધ

રાગથી પ્રવર્તો છો અને સત્યજ્ઞાનની યુક્તિથી સત્ય દેખતા નથી. પ્રભુ સર્વજીવોને બનાવતો નથી. કારણ કે સર્વે આત્માઓ નિત્ય છે. નિત્યાત્માઓ કોઇના બનાવ્યા બનતા નથી, પ્રભુ જો જીવોને અર્થાત્ આત્માઓને સારી માઠી બુદ્ધિ આપેતો તે પ્રભુ ખરેખર રાગીદ્વેષી પક્ષપાતી અજ્ઞાની ઠરે અને એવો પ્રભુજ હોઈ શકે નહી, તે પાપીને મોક્ષ આપે અને સદ્‌ગુણીને પોતાની મરજી ન હોયતો નરક આપે એવો પ્રભુ કહેવાય છે અને એવા પ્રભુને આદર્શ પ્રભુ માનવાથી દુનિયાના લોકો રાજામાં પણ તેવો ભાવ કલ્પે છે તેથી રાજાઓ પણ તે પ્રભુ જેવા બની અન્યાય, પક્ષપાત અજ્ઞાન મોહમાં ફસાઈ જાય છે, તેથી રૂશિયાના લોકોએ ઝારને પકડી મારી નાખ્યો. પ્રભુની પ્રેરણાથી જીવો સારી માઠી બુદ્ધિ પ્રમાણે વર્તે તેમાં ચોરોનો, જૂલ્મીઓનો, શત્રુઓનો દોષ ગણાય નહીં. કારણ કે તેવી બુદ્ધિનો આપનાર તો ઈશ્વર ઠર્યો, તેમા જીવોનો વાક ગણાય નહીં, કારણકે તેઓતો બાજીગરની પૂતળીઓ જેવા ઠર્યા. પોતાની મરજી પ્રમાણે બાજીગર, પૂતળીઓને નચાવે તેમાં પૂતળીઓનો વાંક દોષ ગણાય નહીં, તથા ઇશ્વરની ઈચ્છામાં આવે તેનો તે મોક્ષ કરે તો તેમા ઈશ્વર, અન્યાયી પક્ષપાતી ઠર્યો અને જીવોને દુર્ગુણ દુરાચાર ત્યાગવાનો નિયમ પણ ન રહ્યો. પાપીઓને પણ પાપકર્મમાથી હઠવાનો નિયમ ન રહ્યો અને તેથી તે સત્ય ન્યાયનો કર્તા પણ ન રહ્યો. મનેતો એમ લાગે છે કે—કોઇ સ્વેચ્છાપ્રમાણે વર્તનાર રાજા, જેમ પ્રજા મનુષ્યો પૈકી કોઇને પક્ષપાત કરીને પાપીને ઈનામ આપે છે અને કોઇ સદ્‌ગુણી હોય પણ તેનાપર રાજાની કૃપા ન હોય તો તેને તે શિક્ષા પણ કરી શકે છે એવા રાજાના જેવો પ્રભુને કલ્પી દીધો, અને શાસ્ત્રોએ પણ એવી રીતે પ્રભુનું વર્ણન કર્યું, તેથી રાજાઓને પણ પ્રભુની મરજીની પેઠે પોતાની મરજી પ્રમાણે અન્યાય જૂલ્મ અને અન્યાયી ઈચ્છાથી વર્તવાનુ ઠર્યું મનુષ્ય પોતાના જેવા પ્રભુને કલ્પે છે. માંસાહારીઓ જાણે છે કે પ્રભુ આપણી પેઠે

માસ ખાય છે, માટે પ્રભુને યજ્ઞ કરીને પશુઓ ચઢાવો. દારૂ ભક્તો જાણે છે કે પ્રભુ આપણી પેઠે દારૂ પીએ છે. નાગાઓ એમ જાણે છે કે પ્રભુ આપણી પેઠે નાગો છે જેવો મનુષ્ય તેવો તેણે પ્રભુ માની લીધો, એ પ્રમાણે તમોએ પણ એક સ્વેચ્છાચારી રાજાના જેવો ઇશ્વરને પણ ઇચ્છા પ્રમાણે વર્તનાર ઠરાવી દેઇને તેને પ્રભુના શાસ્ત્રના નામે શાસ્ત્રમાં ચડાવી દીધો અને અન્ધશ્રદ્ધાકદાગ્રહથી વિવેક બુદ્ધિશક્તી નહીં પણ મારા આત્મસમાનબંધુઓ !! તમો સત્યજ્ઞાનથી વિચાર કરશો તો જણાશે કે, તમારૂં એવું માનવુ અસત્ય છે. હું જગત્ કર્ત્તા ઇશ્વર છે એમ માનતો નથી તે બુદ્ધિની પ્રેરણા મારામા પ્રભુએ કરી. પરસ્પર ધર્મભેદે એક બીજાના ધર્મનું ખંડન કરવાની બુદ્ધિ પણ ઈશ્વરે આપી અને હજારો ધર્મો પણ પ્રભુએ બનાવ્યા. આસ્તિક અને નાસ્તિક બુદ્ધિ પણ પ્રભુએ આપી તો તેથી જીવોમા મનુષ્યોમા સારો ખોટો કોઈ રહ્યા નહીં તેતો પ્રભુએ કર્યા તેથી ઉલટું, આતો અજ્ઞાન અંધકાર ઠર્યુ માટે પ્રભુમા એવા જગતકર્ત્તાપણાનો જૂઠો આરોપ કરો નહીં અને જીવોને પ્રભુએ બનાવ્યા છે એમ અસત્ય ન માનો તથા પ્રભુ છે તે શુભાશુભ બુદ્ધિનો આપનાર છે એમ ન માનો. પ્રભુ પરમેશ્વર છે જગત કર્ત્તા નથી, તે જીવોને બનાવતો નથી અને જીવોને શુભાશુભ બુદ્ધિ આપતો નથી અને જીવોના શુભાશુભ કર્મનો ન્યાયકર્ત્તા તથા તેનુ ફલ આપનાર પણ પ્રભુ નથી. એમ સત્ય સમજી વીતરાગ દેવના ગુણો ગ્રહો.

**ખ્રીસ્તિ**—જૈનબંધુ !!! પ્રભુ, દુનિયાના સર્વજીવોના શુભાશુભ કર્મનો ફલદાતા છે. કર્મો જડ છે. પુણ્યપાપ બેકર્મ છે તે જડ છે, તે બેતો જડ હોવાથી આત્માને સુખ દુઃખ આપી શકે નહીં માટે જીવોને પુણ્ય પાપનું સુખદુઃખરૂપ ફલ આપનાર ઇશ્વર છે. જીવો, પુણ્ય પાપ કરવામા સ્વતંત્ર છે પણ તેનો ન્યાય તો

પ્રભુ કરે છે કર્મના અનુસારેજ તે જીવોને શુભ અશુભ ફલ આપે છે, એમતો તમારે ન્યાયસર માનવું પડશે.

જૈન—ખ્રીસ્તિબંધુ ! ! પ્રભુ છે તે જીવોના શુભાશુભકર્મ પ્રમાણે તેઓને સ્વર્ગ નરક વગેરેને આપે છે એમ તમારૂ કથવુ પણ અસત્ય ઠરે છે, કર્મના અનુસારે પ્રભુ જીવોને જો શુભ અશુભ ફલ આપે છે તો તેમાં પ્રભુ એક નોકર જેવો પરતત્ર ઠરે છે જીવોએ જેવુ કર્મ કર્યું હોય તે કાયદાને અનુસરીને તે પ્રમાણે ફલ આપવું તેમા કર્મથી બલવાન્ ઇશ્વર ઠર્યો નહીં. કર્મની પાછળ પાછળ ઈશ્વરને ચાલીને તે પ્રમાણે ઇશ્વરને ફલ આપવાનું ઠર્યું. જીવો મનુષ્યો પાપકર્મો કરીને ગમે તેટલી પ્રભુને પ્રાર્થના કરે તોપણ પ્રભુને તો જીવોને-મનુષ્યોને એમ કહેવાનું રહ્યુ કે તમો પ્રાર્થના કરો, રડયા કરો, રૂવો પણ મારા હાથમા તો કઈ નથી, હુતો તમોએ જે જે વખતે પુણ્ય અને પાપ કર્મો કયા છે તે અનુસારેફલ જરૂર આપવાનો. ન્યાયાધીશના હુકમ પ્રમાણે પાપીને કેદમા ખેચીને લેઇ જનાર સિપાઇના જેવી પ્રભુની શકિત ઠરી અને તેમા કર્મ છે તે પ્રભુના કરતા બલવાન્ ઠર્યું તેથી કર્મની આગળ પ્રભુનુ જોર ચાલ્યું નહી એવુ ઠર્યું, તેથી પ્રભુના અનુસારે કર્મ ચાલે છે, પ્રભુના તાબામા કર્મ છે, એમ સિદ્ધ ન ઠર્યું એટલે ઇશ્વરની સેવા ભકિત કરવાનુ તમારા મતપ્રમાણે અસત્ય ઠર્યું, કારણકે તમારા માનેલા પ્રભુમા તમોને લાગેલા પાપ માફકરવાની શકિત ન રહી, તેથી તે ન્યાયે તો તમારે પ્રભુની સેવા ભકિત પ્રાર્થના કરવી એમા કઇ સત્યત્વ ન રહ્યું. તમો એમ કહેશોકે જીવોના કરેલા ગમે તેવા પાપ કર્મો પણ પ્રભુ ધોઈ નાખે છે તો પછી જીવોએ કરેલ પાપ કર્મોનુ ફલ ખરેખર જીવોને ઇશ્વરે ન આપ્યુ તેથી તે અન્યાયી ઠર્યો અને મહાપાપકર્મોને પણ ઇશ્વર માફ કરતો હોવાથી મહાપાપો કરીને પણ ઈશ્વરની પ્રાર્થના કરી એટલે બસ થઇ ગયુ, પછી પ્રભુની પ્રાર્થના કરવી અને પાપકર્મો કરવામા બાકી ન રાખવી, આવી માન્યતાથી પાપકર્મોનો ત્યાગ કરવાનું ન રહ્યુ,

તેમજ તેવો ઇશ્વર જેમ તેના ભક્તોનાં પાપો ધોઇ નાખે છે તેમ જો તેનો જો કોઈ ઉપર કોપ ઉતરે તો ધર્મીજીવોનાં પુણ્યોને પણ ધોઇ નાખે, તેથી જીવોને પાપકર્મ નો ત્યાગ કરીને પુણ્ય કારક શુભ કર્મો કરવાનો વિશ્વાસ પણ ન રહે એવુ બનવા યોગ્ય છે, તેથી શુભાશુભકર્મફલદાતા અને પ્રાર્થનાથી ભક્તોના પાપ ધોઇ નાખનાર અને સત્કર્મકરનારા એવા અમો કે જે તમારા ઇશ્વરને ઇશ્વર તરીકે નહીં માનનારાઓને દુ ખી કરનાર એવા ઇશ્વરને ઇશ્વર તરીકે માની શકાય નહીં જેઓ પ્રભુના વિશ્વાસી થાય છે એવા ભક્તો પર પ્રભુ કૃપા કરે છે અને તેઓને મુક્તિ આપે છે અને જે પ્રભુને માનતા નથી તેઓ પર પ્રભુ કોપ કરે છે, એવો પ્રભુતો રાગી અને દ્વેષી ઠરે છે. કારણ કે પોતાને માનનારપર રાગ કરે છે અને પોતાને નહી માનનાર એવા જીવો નીતિવાળા પ્રમાણિક હોય છે તો પણ તેઓપર કોપ કરે છે તેથી તે અન્યાયી રાગી દ્વેષી ઠરવાથી તે પ્રભુ ઠરતો નથી. હવે તમે કહોછો કે—પ્રભુ, જીવોને તેઓના શુભાશુભકર્મનું ફલ આપે છે, કર્મ જડ છે તેથી તે જાતે સુખ દુ ખ આપી શકતાં નથી, આબાબતમા અમારે કહેવુ જોઈએ કે. અમો કર્મને જડ માનીએ છીએ પણ તે સુખ દુઃખ આપવામાં જાતે શક્તિમાન થાય છે, પગને અગ્નિમાં મૂકીએ અને હલાહલ વિષને પીવામાં આવેતો જેમ પ્રાણનાશમાં અને દુ ખમાં અગ્નિ અને વિષ શક્તિમાન્ સ્વયજડ છતાં જણાય છે, તેમ પુણ્ય અને પાપ કર્મ પણ જડ હોવા છતા જીવોને સુખ દુ'ખ આપવામાં નિમિત્તકારણ થાય છે. તમે એમ કહેશોકે જડ પુણ્યછે તે જીવને સ્વર્ગમાં કેવી રીતે લઇ જાયછે? અને પાપ જડછે તે જીવને નરકમાં કેવી રીતે લેઇ શકે? તેના ઉત્તરમાં કહેવાનું કે આગગાડીનું ઇન્જીન જડછે પણ તે જેમ આગગાડીને ખેંચી લેઇ બીજા સ્ટેશને લેઇ જાય છે અને હવાઇવિમાન જડ હોવા છતાં તેમા બેસનારને ઇષ્ટસ્થાને લેઈ જાય છે તેમ શુભ અશુભ કર્મ પણ જીવને સ્વર્ગ નરક વગેરે

ગતિમાં લેઇ જાય છે. તમે કહેશો કે ગાડીમાં બેસનાર જેમ ગાડીને ચલાવે છે તેમ કર્મને તથા જીવને ઇશ્વર ચલાવે છે તો તેના ઉત્તરમાં જણાવવાનું કે—ગાડીમાં બેસનાર મનુષ્યની પેઠે કર્મ સંગી આત્મા છે અને તે સૂક્ષ્મશરીર રૂપ આગગાડીમાં બેસનાર છે, તે કર્મરૂપ ગાડીને ગતિ આપેછે પશ્ચાત્ તે ગાડી સ્વયમેવ ચાલે છે, તેમા જેમ આકાશી ઇશ્વરને આગગાડી ચલાવનાર તરીકે માનવાની જરૂર પડતી નથી તેમ આત્મા, પુણ્ય અને પાપકર્મ કરે છે તેના અનુસારે શુભ અશુભ સ્વર્ગ નરકાદિગતિમા જાયછે. તેમાં ઇશ્વરને લેઇ જનાર તરીકે માનવાની જરૂર રહેતી નથી. કર્મજ પોતાને કરનાર એવા આત્માને અન્યગતિમા લેઈ જાય છે એવી તેનામાં શક્તિછે, તેથી એવી કર્મની ગતિમાં ઇશ્વરની પ્રેરણા શક્તિ, લેઇ જવાની શક્તિ વગેરેને માનવાની જરૂર પડતી નથી. શુભાશુભકર્મ અન રાગદ્વેષના વિચારો છે તેજ શયતાન છે અને તે શક્તિમાન્ છે તેથી કર્મ એજ તમારા પ્રભુ જેવુ હોવાથી કર્મથી ભિન્ન ઇશ્વરમા, જીવોને અન્યશુભાશુભ ગતિમાં લેઇ જવાની કલ્પના કરવી તે અસત્ય ભ્રાંતિ છે. જીવોને શુભાશુભ ગતિમા લેઇ જવાની પ્રવૃત્તિમા અને તેઓને સુખદુ ખ આપવાની પ્રવૃત્તિમા રાગદ્વેષમોહ રહિત ઇશ્વર પડતો નથી. અનાદિકાળથી જીવોની સાથે કર્મ લાગેલા છે, અને શુભાશુભકર્મયોગે જીવો સુખદુ.ખ વેદ્યા કરે છે, આપણે પાકેલી મીઠી કેરી ખાતા હોઇએ છીએ તેનો સ્વાદ આપણે વેદીએ છીએ, વચ્ચે કલ્પના કરવીકે પાકેલી મીઠી કેરીમા મિષ્ટ સ્વાદ આપવાની શક્તિ નથી ખાનાર અને કેરી, એ બેની વચ્ચમા પ્રભુએ આવીને મીઠો સ્વાદ ચખાડયો, પાકેલી કેરીમા મીઠો સ્વાદ આપવાની શક્તિ નથી એમ કહેવું તે જેવુ અસત્ય છે તેવુ આત્મા, શુભાશુભકર્મના અનુસારે સુખદુ.ખ વેદે છે, કર્મોમા શુભાશુભ ફલ આપવાની શક્તિ છે છતાં, તેમાં વચ્ચે પ્રભુ આવીને સુખદુ ખ આપે છે એવુ માનવું તે બિલકુલ અજ્ઞાનભ્રાંતિ છે એમ સમજો.

ખ્રીસ્તિ—ઇશુ શૂળીપર ચઢયા અને મરણ પામ્યા. તેમાં તો પ્રભુએ ઇશુની પરીક્ષા કરીકે તે મારામાટે શૂળીએ ચઢે છે, કે કેમ, તેમજ પ્રભુએ ઇશુને મરણ પામ્યા બાદ પાછો જીવતો કર્યો.

જૈન—ખ્રીસ્તિબંધુ !!! અમો તમારી એ વાતને અનુભવ-બુદ્ધિથી વિચાર કરીને અસત્ય માનીએ છીએ. જે વાતને બુદ્ધિ અને હૃદય ન માની શકે તે ગ્રહી શકાય નહી. પ્રભુજો સર્વજ્ઞ ત્રિકાલદર્શી હોતતો ઇશુની ભકિત પહેલાથી જાણી લેત અને યાહુદીઓપર કોપ કરવાનું કારણ થાત નહીં. સર્વજ્ઞ હોયતે પોતાના પુત્રનુ શ્રદ્ધાસ્વરૂપ જાણી શકત. સર્વજ્ઞ પહેલાંથી જાણે છે તેથી તે પરીક્ષા કરતો નથી પણ અલ્પજ્ઞ પરીક્ષાની ઇચ્છા રાખે છે. તેથી તે પરીક્ષાની વાત સત્ય લાગતી નથી પણ પાછળથી એ સંબંધી એતો કલ્પના કરીને કહેવાનું છે કે ઇશુ શૂળીપર ચઢી મૃત્યુ પામ્યા બાદ જીવતો થયો એ વાતને તમે ચમત્કાર માનોછો પણ અમો જૈનશાસ્ત્રો આદિ હિંદુ શાસ્ત્રોના આધારે જણાવીએ છીએકે. મૃત્યુ પામેલ મનુષ્ય જો ચાર પ્રકારના દેવોની ગતિમાં જાય છે તો તે ત્યાથી મરણ પામેલા શરીરમાં પાછો વૈક્રિયલબ્ધિના બળે પેસે છે અને પહેલાની પેઠે હાલે છે ચાલે છે બોલે છે, તથા વ્યંતરદેવ તરીકે થએલ તે પાછો પોતાના ભકતોને તેમના રાગથી દર્શન આપે છે. તેમા કશો ચમત્કાર નથી, એવા જૈનશાસ્ત્રોમાં મર્યા પછી દર્શન આપવાના ઘણા દાખલા છે. એક મુનિ મરણ પામ્યા પછી દેવલોકમા ગયા અને ત્યાંથી પાછા પોતાના મૂળ શરીરમાં પ્રવેશ્યા અને પોતાના શિષ્યોને યોગ કરાવ્યા, પાછા સર્વ હકીકત કહીને કેટલાક માસ પછી દેવ લોકમાં ગયા, ઇત્યાદિ અનેક દ્રષ્ટાંતો છે તેથી અમો જૈનહિંદુઓ અને બૌદ્ધો પુનર્જન્મ માનીએ છીએ. આત્મા મરતો નથી પણ તે કર્મના યોગે શુભાશુભ શરીરો ગ્રહે છે અને છંડે છે તેથી પુનર્જન્મ માનનારા અમોને ઇશુના અન્ય શરીરવડે ઉત્થાનમાં કશું આશ્ચર્ય થતું

નથી. યુરોપ, અમેરિકા વગેરે દેશોમા ભૂતાવાહન વિદ્યાના બળથી હવે પુનર્જન્મની તથા આત્માની માન્યતાને અનેક યુરોપીયનો માનવા લાગ્યા છે, મરણ પામેલાં ઘણાં માણસો ભૂત દેવ થૈને પાછાં દર્શન આપે છે. થીઓસોફીસ્ટ યુરોપીનીયનો હવે પુનર્જન્મ વગેરે માન્યતાઓને માનવા લાગ્યા છે, માટે તમારી બાબતમાં અમને સત્ય લાગતુ નથી માટે પક્ષપાત ત્યાગી સત્યને ગ્રહો.

ખ્રીસ્તિ—અમારો પ્રભુ તો ખ્રીસ્તિયોના પાપોની માફી આપે છે, તમારા જૈનોને અમારા જેવો પાપોને ધોઇ નાખનાર પ્રભુ નહીં હોવાથી જૈનો અંતકાલે દુ ખી થાય છે. ગભરાય છે.

જૈન—ખ્રીસ્તિબધુ !! તમારૂ એવું કથન ફક્ત અન્ધ વિશ્વાસનું છે. ખ્રીસ્તિયોના પાપોની પ્રભુ માફી આપે અને અન્યધર્મીઓના પાપોની પ્રભુ માફી ન આપે એવો સાકડી દૃષ્ટિવાળો તથા અજ્ઞાની પક્ષપાતી પ્રભુ નથી, તેમજ સ્વાત્મા તેજ પ્રભુ છે. આત્મા પોતે પાપ કર્મોના પશ્ચાત્તાપથી સ્વકૃત પાપોનો નાશ કરે છે, આત્મા, રાગદ્વેષના વિચારોથી કર્મોને ગ્રહણ કરીને બાંધે છે અને આત્મા જ્યારે રાગદ્વેષના વિચારોને ત્યાગી પશ્ચાત્તાપી, સમભાવી બને છે ત્યારે ઉત્કૃષ્ટદશાએ કાચી બે ઘડીમા અનંતભવના બાધેલ કર્મોનો નાશ કરી સર્વજ્ઞ થૈ મુકિત પદ પામે છે, તેથી અમારા જૈનબધુઓને અન્ય કોઇ ઇશ્વર પાપોની માફી આપે તેની આકાક્ષાની જરૂર રહેતી નથી અને જૈનો અતકાલે આત્માના સદ્વિચારોને પ્રગટાવીને સર્વપાપોથી મુક્ત થવાસમર્થ બને છે. તેઓને અન્ય કોઈ રાગીદ્વેષી પ્રભુની કૃપામાટે આજીજી કાકલુદી કરવાની જરૂર રહેતી નથી.

ખ્રીસ્તિ— જૈનો પોતાના આત્મા સિવાય અન્ય કોઇ મદત કરનારી ઉંચી પ્રભુ જેવી શક્તિ માનતા નથી. તેથી તેવો તપ વગેરે કરે છે પણ તેઓની સહાય અન્ય પ્રભુ કરતો નથી. તેમનો કોઇ વળાવો નથી.

**જૈન**—ખ્રીસ્તિબંધુ !!! જૈનો પોતાના આત્માના કરતાં પરમાત્માઓને ઉંચા માને છે બહિરાત્માઓ અને અન્તરાત્માઓ કરતાં પરમાત્માઓ ઉચ્ચ છે અન્તરાત્માઓ છે, તેઓ પરમાત્માઓની સ્તુતિ કરીને તથા તેઓના આત્માઓનું શુદ્ધ સ્વરૂપ વિચારીને સ્વય પરમાત્માઓ—પ્રભુઓ બને છે. ઇયલ જેમ ભ્રમરીના ધ્યાનથી સ્વયં ભ્રમરી બને છે, તેમ અન્તરાત્માઓ તેજ પરમાત્માઓ સ્વયંસ્વબળથી બને છે, તેથી તેઓને સ્વાશ્રય બળના પ્રતાપે તરવાનુ થાય છે, અને અન્ય તમારા માનેલા પ્રભુની કૃપા પર અને તેની સહાયની આશામા ને આશામાં બેસી રહેવું પડતું નથી. જૈનોની એવી માન્યતા હોવાથી તેઓને જૂઠીરીતે કલ્પેલી કોઇ મદત કરનારી પ્રભુની શકિતની આશાપર ઝોકાં ખાવા પડતા નથી, પોતાને સહાય કરનાર અને પાપોને ધોઇ નાખનાર અન્ય ઉંચીપ્રભુની શકિતની કલ્પના કરવાના કરતાં આત્માજ પોતે પોતાના જ્ઞાનથી સર્વ કર્મોને નાશ કરે છે અને મોહકર્મરૂપ શયતાનને મારી હઠાવે છે, એવી સત્ય માન્યતા માનીને આત્મશ્રદ્ધા અને સ્વાશ્રયી બની સદ્ગુણી બનવાથી મોક્ષ પ્રગટ કરવો તેજ સત્ય સિદ્ધાંત છે.

**ખ્રીસ્તિ**—જૈનો, જગત્કર્તા તરીકે ઇશ્વરને માનતા નથી અને તેથી અન્યો જૈનોને નાસ્તિક કહે છે તેથી તેઓને ચીડ ચઢે છે

**જૈન**—ખ્રીસ્તિબંધુ—જૈનો સત્ય એવા જે જગત્કર્તા તરીકે પ્રભુ નથી તેનેજ પ્રભુ માને છે તેથી તે ખરા આસ્તિક છે. તેથી તેને કોઈ નાસ્તિક કહે તો તેને ચીડ ન ચડે પણ જૈનો તમને મિથ્યાત્વી કહે છે તેની તમને ચીડ ચઢે છે. જેઓ આત્મા, પુનર્જન્મ, કર્મ, પુણ્ય, પાપ, બધ, સ્વર્ગ, નરક, અને મોક્ષને માનતા નથી તે નાસ્તિક મિથ્યાદૃષ્ટિ છે. જૈનો તો ઉપરની માન્યતા માને છે તેથી ખરા આસ્તિક છે અને જેઓ પરમેશ્વરમાં જગત્કર્તાપણું તથા રાગદ્વેષકોપાદિ દોષો માને છે, અને

પુનર્જન્મ માનતા નથી તે ખરેખરા નાસ્તિક મિથ્યાદૃષ્ટિયો છે, અમે અન્યોને મિથ્યાદૃષ્ટિ અર્થાત્ નાસ્તિકો કહીએ છીએ અને તેઓ અજ્ઞાનથી અમને નાસ્તિક કહે તેથી તે કઇ મિથ્યા દૃષ્ટિવાળા હોવાથી કઇ સમ્યગ્જ્ઞાની બની જતા નથી.

ખ્રીસ્તિ—જૈનો, અહિંસા પરમોધર્મ· એવુ માને છે અર્થાત્ અહિંસા માને છે પણ મનુષ્યોથી થોડીઘણી હિંસા કર્યા· વિના જીવી શકાતુ નથી, માટે જૈનોનો સિદ્ધાંત ખોટો છે. કારણ કે આપણે આપણા જીવનને માટે હિંસા કરવી પડે છે, અને તેના બદલામા બીજાઓને મદત કરીએ છીએ એતો નીતિનો કાયદો છે.

જૈન—જૈનશાસ્ત્રોના આધારે હિંસા અને અહિંસા તથા દયાનુ સ્વરૂપ તમે સમજ્યા નથી. अहिंसा परमोधर्मः એ વાક્ય તો પારાણિક હિંદુઓનુ છે જૈનો બે પ્રકારના છે ગૃહસ્થ જૈનો અને ત્યાગી જૈનો તેમા ગૃહસ્થ જૈનો સવાવીસવાની દયા પાળવાની પ્રતિજ્ઞા લે છે જૈનો એકેન્દ્રિય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય જીવોને નહીં મારવાની પ્રતિજ્ઞાને લેઈ શકતા નથી. ગર્ભજ પશુ પંખી જલચર અને મનુષ્યો એ પચેન્દ્રિયજીવો છે, તેઓમા જે નિરપરાધીઓને નહી મારવાની પ્રતિજ્ઞા જૈનો કે જે વ્રતધારી છે તે લે છે અને તેવા શ્રાવકોને પચેન્દ્રિય અપરાધી જીવોની વિવેકયતનાથી હિંસા કરવાની કારણે છૂટી હોય છે જેઓ સમ્યગ્ દૃષ્ટિ જૈનો હોય છે અને શ્રાવકનાં વ્રતો અંગીકાર કરતા નથી, તેઓતો સવાવીસવાની દયા પાળતા નથી. प्रमत्तयोगात् प्राणव्यपरोपणं हिंसाः પ્રમાદથી અન્યોના પ્રાણોનો નાશ કરવો તે હિંસા છે, એવું હિંસા અને તેથી વિરૂદ્ધ અહિંસાનુ સ્વરૂપ હજી તમો જાણતા નથી તેથી જૈનોની દયાનો નિષેધકરો છો પણ જૈનો હિંસા અને અહિંસાની દ્રવ્યભાવથી તથા વ્યવહાર નિશ્ચયથી જે વ્યાખ્યાઓ કરે છે તેનું કઇપણ સ્વરૂપ તમો જાણી શકતા નથી, તેમજ અમારા જૈનો કે

જે જૈનશાસ્ત્રોના શ્રોતા–જ્ઞાની નથી, તેઓ પણ જૈનશાસ્ત્રદૃષ્ટિએ દયાનું સ્વરૂપ જાણી શકતા નથી. મનુષ્યો જે જે અંશે હિંસાનો ત્યાગ કરીને અહિંસા તરફ વળે છે તે તે અંશે તેઓ દયાળુ, પ્રભુ ભક્ત બને છે. યુરોપમાં પણ હવે વૃક્ષો પશુઓ પંખીઓ વગેરેની દયા કરવી, તેઓની રક્ષા કરવી ઇત્યાદિ વિચારવાળી દયામંડળીઓ સ્થપાવા માંડી છે. જૈનોને અન્ય મનુષ્યો મારી નાખે અને જૈનોએ પોતાનું રક્ષણ ન કરવું એવી ગાંડી દયાને તો જૈનશાસ્ત્રકારોએ સ્વીકારી નથી. દયા સંબંધી ખરૂ સ્વરૂપ સમજવુ હોય તો જૈનશાસ્ત્રોનો ગુરૂગમપૂર્વક અભ્યાસ કરો.

**ખ્રીસ્તી**—જૈનો કર્મને માને છે, સર્વજીવો પોતપોતાના કર્મ પ્રમાણે દુ:ખ ભોગવે છે, વિધવાઓ પાપકર્મથી રંડાય છે, એવું માનતા હોવાથી તેઓ વિધવાઓ વગેરે કોઈપર ઉપકાર કરતા નથી અને કોઇના ભલામાં ભાગ લેતા નથી.

**જૈન**—ખ્રીસ્તિબંધુ ! તમો જૈનધર્મનુ સ્વરૂપ સમજતા નથી. સર્વજીવો સ્વસ્વકર્માનુસારે કર્મ ભોગવે છે, તેથી જૈનો કાઇ તેઓનું દુ:ખ ટાળવા માગતા નથી એમ તમો કહો છો તે અસત્ય છે. કર્મ પ્રમાણે દુ:ખ થાય છે પણ તેના ભલામાં ભાગ લેવાથી ભલું કરનારાઓને પુણ્ય થાય છે અને કૃતકર્મોની નિર્જરા થાય છે, તેથી જૈનો, મનુષ્યો પશુઓ પંખીઓ અને વનસ્પતિના જીવોની પણ દયા કરીને તેઓનુ ભલું કરવા પ્રવૃત્તિ કરે છે. દુ:ખીઓના ભલામા ભાગ લેનાર જૈનો જ્યા ત્યા દેખાય છે. જૈનશાસ્ત્રો પણ વિશ્વસ્થ સર્વ જીવોના ભલામાં ભાગ લેવાનો ઉપદેશ આપે છે. વિધવાઓ જો કે પાપકર્મથી થાય છે. તેઓના ભલામાં ભાગ લેવા માટે તન મન ધનથી અર્પાઇ જવુ એમ જૈનશાસ્ત્રો જણાવે છે. પ્રભુ મહાવીરદેવે સર્વ વિશ્વજીવોનાં દુ:ખો ટાળવાનો ઉપદેશ આપ્યો છે. તેઓનો ઉપદેશ, જૈનશાસ્ત્રોમાં ભરપૂર છે. એક ખ્રીસ્તિ અમને મળ્યો હતો, એક મનુષ્ય રોગી હતો તેને મદદ કરવા મેં તેમને કહ્યું ત્યારે તે ખ્રીસ્તિએ કહ્યું

કે, પ્રભુએ તેને રોગની શિક્ષા કરી છે અને તે દુઃખ ભોગવે એવી પ્રભુની ઇચ્છા છે દુનિયામા જેટલા-દુખી મનુષ્યો છે, જીવો છે, તે પ્રભુની ઇચ્છાથી દુખી થયા છે, માટે પ્રભુની ઇચ્છા આજ્ઞાથી દુખી થનારાઓને મદદ કરવી તે પ્રભુની આજ્ઞા તોડવા જેવું પાપ છે. પ્રભુની ઇચ્છાને આડે આવવું તે પ્રભુનો ગુન્હો છે, માટે રોગીને પ્રભુની ઇચ્છા પ્રમાણે એવોને એવો રહેવા દો. આવા વિચારવાળા શુષ્કજ્ઞાની ખ્રિસ્તિયો થઈ જવાથી તેઓ સ્વાર્થી બને છે, તેથી તેઓ જો પ્રભુ મહાવીરના શાસ્ત્રોને સમજીને પ્રવર્તે તો તેઓ અન્ય લોકોનું વાસ્તવિક ભલુ કરી શકે. સમાજ સઘ વગેરેના ભલામાં ભાગ લેનારા પ્રથમ નંબરે જૈનો છે.

**ખ્રીસ્તિ**—જૈનો જેઓને પરમાત્મા માને છે તે મોટા પરમેશ્વર નથી. ઘણા માણસો સિદ્ધ થાય છે તે સિદ્ધો કંઈ પરમેશ્વરો નથી. તેઓ કઈ આપણુ દુઃખ ટાળવા અહીં આવતા નથી.

**જૈન**—ખ્રીસ્તિબંધુ!!! અમો જેને પરમાત્માઓ માનીએ છીએ તે પૂર્ણ કેવલજ્ઞાન અને અનંત આનંદ સુખથી ભરપૂર છે. સર્વથા રાગદ્વેષાદિદોષો રહિત છે સર્વમનુષ્યોને પ્રભુ થવાનો એક સરખો સમાન હક્ક છે. તેઓના માર્ગે ચાલીને જેઓ આત્મિકસુખ મેળવવા પ્રયત્ન કરે છે તેજ પ્રભુના ભક્તો સતો છે. તમોએ માનેલા નિરાકાર પરમેશ્વરે આજસુધી કોઇનું દુખ ટાળ્યુ હોય એવો સત્ય જ્ઞાનીઓની આગળ પ્રત્યક્ષ પુરાવો નથી. તમારો પરમેશ્વર અહીં મનુષ્યોના દુખો નિવારણ કરવા આવે છે, અને જાય છે, એવું પ્રત્યક્ષ પ્રમાણ નથી. મ્હને તો એમ લાગે છે કે નિરાકાર પોતાના આત્માનેજ તેઓ પરમેશ્વર માને છે કારણકે આત્મા નિરાકાર છે. આત્માજ પ્રભુરૂપ અનુભવાએલો હોય છે છતા તે ભિન્ન પ્રભુની માન્યતાને લીધે તેઓ ભિન્ન પરમેશ્વર આવીને દુઃખ ટાળે છે એવું ભ્રાંતિથી માને છે આત્માથી ભિન્ન એવો કોઇ પ્રભુ અહીં આવીને દુ.ખ ટાળતો નથી. પોતાનો આત્મા પ્રભુ છે અને તે સ્વયં દુઃખ ટાળે છે છતાં અન્ય પ્રભુ દુઃખ ટાળે છે એવી જ્યાસુધી બુદ્ધિ હોય છે

ત્યાં સુધી ભોળા અજ્ઞાન ભક્તોને પ્રભુ દુ ખ ટાળે છે એમ જ- ણાય છે, માટે એવી ભ્રાંતિ ટાળીને આત્મામાજ સુખ છે અને મોહથી દુઃખ છે, આત્માજ જ્ઞાનથી પોતાનુ સુખ અનુભવે છે અને મોહથી થએલું દુ ખ પોતે ટાળે છે, એમ અ તરમાં ઉડા ઉતરીને અનુભવો એટલે તમારી ભ્રાંતિ ટળી જશે અને સત્ય સમજાશે.

ખ્રીસ્તિ—જે ખ્રીસ્તિયો પ્રભુની પ્રાર્થના કરે છે, પરોપકા- રનાં કાર્યો કરે છે, પ્રભુની પ્રાર્થના કરીને પાપોનો પશ્ચાત્તાપ કરે છે, મનુષ્યોના ભલા માટે સુકર્મો કરે છે તેનો બદલો શુ તેઓને નથી મળતો ?

જૈન—યાહુદી, ખ્રીસ્તિ, મુસલમાન, હિંદુઓ, જૈનો વગેરે સર્વને તેઓના શુભકર્મ, તપ, દમ, દાન, દયા, પશ્ચાત્તાપ, ભક્તિ વગેરેનો પોતાના ભાવ પ્રમાણે બદલો મળે છે. પ્રથમ ગુણસ્થાનકવર્તી તપસીઓ, સંતો અને ગૃહસ્થો ચાહે ગમે તે ધર્મના હોય તો પણ તેઓના શુભ વિચારોનુ પુણ્ય કૃત્યોનુ સારૂ ફળ મળે છે અને તેથી તેઓ અન્ય જન્મમા સુખી થાય છે અને તેઓના પાપવિચારોથી અને પાપ કર્મોથી તેઓ પાપ કર્મ બાંધીને પરભવમાં જન્મ લેઈ દુઃખી થાય છે. તેઓ તપ વગેરેથી અકામ નિર્જરા કરે છે અને પુણ્યકર્મોથી ઉંચા આવે છે. આત્મા, શુભાશુભ વિચારો અને શુભાશુભ કર્મોથી ઉચ્ચનીચ જન્મ લેઈ સુખ દુ ખ પામે છે અને શુભાશુભ વિચારથી અને શુભાશુભપ્રવૃત્તિથી મુક્ત થાય છે, ત્યારે તે મુક્ત સિદ્ધ પરમાત્મા બને છે. તેથી દુનિયામાં વર્તતો ગમે તે ધર્મનો મનુષ્યાત્મા હોય તેને શુભાશુભ વિચારનું અને શુભાશુભ કર્મનુ ફળ સુખ દુ.ખ મળે છે, તો ખ્રીસ્તિયો પોતે પોતાના શુભ વિચારોથી અને શુભાચારોથી શાતાવેદનીય જન્મ સ્વર્ગ સુખ પામે અને પાપકર્મો કરે તો નરક પામે એ તો કર્મના સ્વભાવ પ્રમાણે થાય છે, શુભનુ શુભ ફળ છે અને અશુભનુ અશુભ ફળ છે. જગત્કર્તા તરીકે ઈશ્વરને માનનારા અને જગત્કર્તા તરીકે

ઈશ્વરને નહી માનનારાઓ, પોતપોતાના શુભાશુભ કર્મફલને સ્વયંમેવ પામે છે અને સમ્યગ્ જ્ઞાનદર્શન ચારિત્રને પામે છે તો તેઓ મુક્તિ પદને પામે છે એમ જૈનશાસ્ત્રો જણાવે છે.

ખ્રીસ્તિ—જૈનો દારૂ માસના ત્યાગી અને કેવલ વનસ્પતિ આહારી હોવાથી તેઓની વસતિ ઘટી ગઈ, અને તેઓએ યુદ્ધને ન માન્યું તેથી જૈનકોમ નબળી પડી ગઇ. માંસાહારી લોકોને જૈનધર્મી તરીકે રહેવાની પણ તેઓએ છૂટ ન આપી તેથી જૈનકોમ ઘટી ગઈ છે અને તે ભવિષ્યમાં પોતાનુ નામ હયાતી નાબુદ કરશે.

જૈન—દારૂમાંસ ત્યાગથી અને વનસ્પતિ આહારથી આત્માનું તથા શરીરનું સાત્વિક બળ ખીલે છે. યુદ્ધો કરીને મનુષ્યોને મારી નાખવાં તેતો પશુબલ છે પણ આત્મિકબલ નથી. ઈસુ ક્રાઇસ્ટે પણ કહ્યુ છે કે તને જમણા ગાલપર તમાચો મારે તો પાછો ડાબો ગાલ ધર એમ બોલનાર ઇશુ ક્રાઇસ્ટ કઇ ધર્મયુદ્ધો કરીને અન્ય મનુષ્યોને મારી નાખવાનો ઉપદેશ આપે નહીં યુદ્ધો કરવાં તે ઇશુ ક્રાઇસ્ટના ઉપદેશથી વિરૂદ્ધ છે. તો પછી જૈન તીર્થંકરો તો યુદ્ધનો ઉપદેશ આપે કયાથી? દારૂમાંસ વાપરવાથી આત્મિકબલ વધતુ નથી અને પશુબલથી મનુષ્યો પરસ્પર લડી મરે છે તેઓ સત્ય શાંતિથી અને આત્મોન્નતિથી વિમુખ રહે છે હાલમાં ગાંધીજી વગેરે પણ અહિંસાબલનો પ્રયોગ કરીને ખ્રીસ્તિયો વગેરેમાં જે પશુબલનું જોર વધી પડયું છે તેનો પરિહાર કરવા પ્રયત્ન કરે છે. જે જૈનો દારૂમાંસ વાપરે છે તે અવિરતિસમ્યગ્દૃષ્ટિચોથાગુણસ્થાનકવાળા જૈનો ગણાય છે. તેવા જૈનો, કર્મના ઉદયથી જો કે દારૂમાંસ વાપરે છે અને હિંસા કરે છે તોપણ તે દારૂમાંસ હિંસામા દોષ પાપ માનીને પોતાના દોષને દોષ તરીકે માને છે અને દારૂમાસ હિંસાના ત્યાગ માટે હૃદયમાં પુરૂષાર્થ કરે છે. જેઓ દારૂમાસ વાપરતા નથી અને ધર્મ્મયુદ્ધાદિક વિના પંચેન્દ્રિયજીવોની હિંસાનો ત્યાગ કરી સ્થૂલ અહિંસાદિ વ્રતોને અંગીકાર કરે છે

તેઓ દેશવિરતિશ્રાવક જૈનો ગણાય છે, તેઓ પંચમગુણ સ્થાન-વાળા ગણાય છે, દારૂમાસના ભોગી એવા અવિરતિ જૈનો પુરૂષાર્થ કરીને દેશવિરતિધર શ્રાવકો થાય છે અને દેશવિરતિ શ્રાવકો સાધુત્યાગીનાં વ્રત ગ્રહે છે સાધુઓ અપ્રમત્તદશા પ્રાપ્ત કરવા પુરૂષાર્થ કરે છે. એમ ઉત્તરોત્તર આત્માના ગુણો પ્રાપ્ત કરવા માટે તપ, સયમ, વ્રત, ધ્યાન, સમાધિમા ઉત્તરોત્તર આગળ વધી શકાય છે અને આત્માની પૂર્ણ શુદ્ધિરૂપ મોક્ષની પ્રાપ્તિ કરી શકાય છે. અવિરતિ અને દેશ વિરતિ એવા બે પ્રકારના ગૃહસ્થ શ્રાવક જૈનો, ગૃહસ્થધર્મના શાસ્રોના અધિકાર પ્રમાણે વર્તે છે અને ધર્મયુદ્ધ કરીને સઘ ચૈત્યાદિકનું રક્ષણ કરી શકે છે. બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર એવા ચાર વર્ણના મનુષ્યો, જૈનધર્મ પાળી શકે છે. અન્યધર્મી સમાજની પેઠે તેઓ પણ દેશકા-ળાનુસારે વ્યવહારમાં વર્તીને સઘબળ જાળવી શકે છે, જૈનો જૈનશાસ્રોના અનુસારે વર્તે તો તેઓ મનવાણી કાયા અને આત્માનુ બળ પ્રગટાવી શકે છે દારૂમાસ વાપરનારા બળવાન્ રહે છે એવો કંઈ નિયમ નથી. જર્મની, રૂશિયા, આસ્ટ્રીયા વગેરે દેશોના મનુષ્યો દારૂમાસભોગી હતા તો પણ તેઓ ઇ સ. ૧૯૨૦ની લડાઈમા હારી ગયા. ભાતખાઉ જાપાને રૂશિયાના સૈન્યને હ-રાવી દીધુ. સંપ, આત્મભોગ આદિ સદ્ગુણોથી બળ વધે છે અને દુર્ગુણોથી નબળાઇ આવે છે. પશુબલના દુરૂપયોગથી થએલી જીત છેવટે હારને પમાડે છે. ખ્રીસ્તિધર્મ પાળનારાં સર્વ રાજ્યોમાં સબળાઈ દેખાતી નથી. પશુબળથી ખ્રીસ્તિયોએ અન્યપ્રજાઓને જીતી છે તેનો બદલો પશુબલથી તેઓને મળશે. આફ્રીકા અને અમેરિકાના મૂલ વતનીઓ ઉપર ગુલામી વગેરે દશાનો જૂલ્મ ગુજારવાના ઘણા દૃષ્ટાતો છાપાઓમા વાંચવામાં આવે છે, રોમનકેથોલિક અને પ્રોટેસ્ટંટ પંથના ખ્રીસ્તિયોએ પરસ્પર ધર્મમતભેદે ઘણી લડાઇઓ કરી છે અને લાખો મનુષ્યોના પરસ્પર ખન કર્યાં છે, એવુ ઐતિહાસિક દૃષ્ટિથી જાણવામા આવે છે. ખ્રીસ્તિયોમા ધર્મની માન્યતાના

સેંકડો મતભેદો છે. યુરોપમાં હવે ખ્રીસ્તિધર્મ ઉપરથી કેટલાક યુરોપીયનોની શ્રદ્ધા ઉઠી ગઇ છે અને હવે તેઓ હિન્દુસ્થાનના ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરવા લાગ્યા છે. કેટલાક બૌદ્ધધર્મ, પાળવા લાગ્યા છે કેટલાક મુસલ્માનો પણ બને છે. દાક્તર વૉરન વગેરે જૈન બન્યા છે. હાલની યુરોપની મોટી લડાઇથી યુરોપ સમજવા માંડયું છે કે પશુબલથી વિશ્વમા ખરી શાતિ થઈ નથી અને થવાની નથી. ગૃહસ્થજૈનો, ધર્મસઘ પ્રજા દેશ રાજ્ય કુટુંબાદિની રક્ષા માટે ધર્મયુદ્ધ અને કર્મયુદ્ધ કરે છે, તે પ્રમાણે સર્વ ધર્મવાળા કરે છે અને એવુ જગમા પ્રવર્ત્યા કરે છે, તેમા કઈ વિશેષ નથી પશુબલનો દેશસમાજ સ્વાત્માર્થે પણ દુરૂપયોગ ન કરવો અને પોતાના કરતાં નિર્બલ સમાજો, સઘો, પ્રજાઓ, રાજ્યો અને અન્ય ધર્મીઓ પર પશુબલનો દુરૂપયોગ ન કરવો, એમાજ તમારી અમારી અને સર્વધર્મીપ્રજાની વડાઇ છે. આત્મબલથી ખ્રીસ્તિઓએ જીત મેળવી હોત તો અમે તેને વખાણીએ. સાણંદમા એક વિધવા શ્રાવિકાને ખ્રીસ્તિઓ ફોસલાવી લેઈ ગયા અને પશ્ચાત્ તેણીને તેના ખ્રીસ્તિ ધણીએ બહુ કષ્ટ આપ્યું અને તે બિચારી મરી ગઇ. અમદાવાદની લલ્લુભાઈ રાયજી જૈનબોર્ડીંગમાં કપડવણજનો એક ગરીબ માબાપ વિનાનો છોકરો ભણતો હતો, તેને રસ્તામાથી ખ્રીસ્તિઓ સમજાવીને લેઈ ગયા. જૈનો તેને પાછો મેળવવા કોર્ટ દ્વારા લડયા પણ તેઓએ કળા યુક્તિથી પોતાના કબ્જે રાખ્યો અને પાછો સોપ્યો નહીં આ પ્રમાણે પશુબલ સત્તાયુક્તિપ્રયુક્તિથી ભોળા અનાથ હિંદુઓને વટલાવવા, નામનાજ ખ્રીસ્તિ બનાવવા, એમા કંઇ આત્મિક બળ નથી. મુસલ્માનોએ પણ તમારા યુરોપ ઉપર એવુ બળ વાપર્યું હતુ, માટે તેથી તમારે એવા બળનો મોહ ન કરવો જોઇએ.

**ખ્રીસ્તી**—જૈનોમા સમાજ સુધારો નથી. વિધવાઓને પરણાવતા નથી અને અત્યજોને તેઓ અડના નથી તેઓ દેશ રાજ્ય સમાજની પ્રગતિમા ભાગ લેતા નથી તેનું કેમ ?

જૈન—જૈન સંઘમાં દ્રવ્યક્ષેત્રકાળાનુસારે યોગ્ય સુધારા કરવાની છૂટ છે અને તે ધર્મ્ય સુધારા કહેવાય છે પણ અયોગ્ય અધર્મી સ્વપરને અહિત કરનારા સુધારાને કુધારા ગણવામા આવે છે. બાલવિધવાઓ બ્રહ્મચર્યને પાળે, તથા સંઘસમાજની સેવા કરે અને કામાદિકના પશુ બળને જીતી એક પત્નીવ્રતની ભાવનાથી મુક્ત થયા પછી પતિ મરતા અન્ય પતિ ન કરવાની ખાસ ઇચ્છા હોય તેવી વિધવાઓ પુનર્લગ્ન ન કરે તે યોગ્ય છે અને જે બાળ વિધવાઓથી કામ ભોગ વિના ન રહેવાય અને વ્યભિચાર કર્મ કરવામા પ્રવૃત્ત થાય, તેવી વિધવાઓએ તપ સંયમમાં ખાસ પ્રવૃત્તિ કરવી અને કામને રોકવો. કારણ કે ભોગથી કામની શાંતિ થતી નથી. પુનર્લગ્નની સ્રીને જૈનધર્મ પાળવામાં કોઇ જાતની હરકત નથી. જૈન ધર્મની દૃષ્ટિએ જૈન સંઘ, એવી પુનર્લગ્ન કરનારી અને જૈનધર્મ પાળનારી વિધવાને વસ્તુપાલ તેજપાલની માતાની પેઠે જૈનધર્મની સાધ્વી થવામાં તથા શ્રાવિકા ધર્મ પાળવાનાં હરકત કરી શકતો નથી. જ્ઞાતિની દૃષ્ટિએ વિચાર કરવા માટે સર્વ નીતિયો, સ્વતંત્ર વિચાર પ્રમાણે લાભાલાભની દૃષ્ટિએ–જ્ઞાતિ, વર્તી શકે છે. જૈન વિધવા પુનર્લગ્ન કરીને જૈન ધર્મ પાળે તો સંઘ તરફથી કંઈ તેને હાનિ થતી નથી પણ મારી અંગત માન્યતા તો એ છે કે જૈન શ્રાવિકાએ કામની શાંતિ માટે અન્ય પતિ ન કરતા વૈરાગ્ય તપ સંયમથી કામ વિકાર ટાળવો, એજ ઉત્તમ ઉપાય છે, કારણ કે લાકડાથી અગ્નિ જેમ શાંત થતો નથી તેમ પુનર્લગ્ન મૈથુન વગેરેથી કામ શાંત થતો નથી એવો મૂલ માર્ગ છે. બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણો છે. ઢેડ ભંગી વગેરે સદા અસ્પર્શ્ય છે એવો નિયમ નથી. અમુક સંયોગોમાં પવિત્રવસ્ત્રાદિકની સ્થિતિમા હોય ત્યારે અપવાદે, તથા યુદ્ધાદિક પ્રસંગોમા તે સ્પર્શ્ય છે તેમજ તે તેમના ગંદા કાર્ય કર્યાં પછી મુસલ્માનો અને ખ્રીસ્તિયોની પેઠે સ્નાન કરી સ્વચ્છ વસ્ત્ર પહેરે તો માંસાહારી ખ્રીસ્તિયોને અને મુસલ્માન તથા વાઘરીઓને જેમ અડી શકાય છે તેમ તેઓને અપવાદકાલે અડી સ્પર્શી

શકાય અને પછી સ્નાન કરવુ, એમા કાઈ વિરોધ જણાતો નથી અને હવે મહાત્મા ગાધીજી તથા માલવીયાજી વગેરે તથા આર્યસમાજી શ્રદ્ધાનદ સ્વામી તથા લાલા લજપતરાય વગેરે ઢેડ ભગીઆઓને સ્પર્શે છે અડકે છે અને તેઓને અડવાની મદિરોમા જવાની, કુવાપર પાણી ભરવાની તેઓએ છૂટ આપી છે મારી માન્યતા તો આપત્તિકાલાદિ જે જે પ્રસગે અડકવાનુ કથન છે તે વિના અન્યકાલે અડકવામાં વિરોધવાળી છે. હવે હિદુઓ તથા જૈનો જાગ્રત્ થાય છે તમો હવે તમારી સુધારાની જાળમા હિદુઓ વગેરેને ફસાવવામાં ફાવી શકશો નહી. યુરોપીયન ખ્રીસ્તિઓ, આફ્રિકા, અમેરિકા વગેરેના કાળા લોકોને હલકા ગણે છે અર્થાત્ ઢેડા ભગીઆ જેવા ગણે છે, તે કાળી ચામડીવાળાઓ હવે જાણવા જાગવા લાગ્યા છે, તેથી તમારા સુધારાનું સ્વાર્થબિંદુસમજવામા આવી ગયું છે તેથી હવે હિદુઓ જૈનો તમારાથી ભાગ્યેજ ઠગાવાના. જૈનોએ, હિદુઓએ રાજ્ય કર્યા છે હજી હિદુ રાજાઓ હિદમા રાજ્ય કરે છે અને હિંદુઓ જૈનો, દેશ રાજ્ય સમાજ સઘમા આગેવાની ભર્યો ભાગ લે છે તમે જેમ મનુષ્યો છો તેમ હિદુઓ અને જૈનો પણ મનુષ્યો છે. તેઓ પ્રાચીન કાળથી રાજ્ય કરતા આવ્યા છે સમાજ કાયદા રચતા આવ્યા છે જૈનોએ હિંદમાં સર્વ બાબતોમાં આગેવાની ભર્યો ભાગ લીધો છે અને હાલ લે છે, તથા ભવિષ્યમાં લેશે જૈનો અને હિદુઓ સમજે છે કે હવે જો પોતે નબળા પડયા તો તેઓ પોતાનુ અસ્તિત્વ ગુમાવી દેવાના. હવે તેઓ જ્ઞાનપૂર્વક સમજીને દેશ, કોમ, સમાજ, રાજ્ય ધર્માદિકના સુધારામા આત્મબલ પૂર્વક પ્રવૃત્તિ કરશે પણ તમારૂં ખોટું અનુકરણ તેઓ નહી કરે.

**ખ્રીસ્તી**—જૈનો એમ માને છે કે કોઇને દુખ પડે છે તે પાછલા કર્મના ઉદયથી છે, તેથી તેઓ દુખી લોકોના દુઃખમા ભાગ લેતા નથી જૈનોને ખ્રીસ્ત ધર્મ પસદ છે પણ તેમને જનાવર મારવાનું પસદ નથી.

જૈન—જે લોકો રોગી દુઃખી છે તે પાપ કર્મથી થાય છે પણ તમારી પેઠે ઇશ્વરની ઇચ્છાથી દુઃખી થાય છે એમ નથી. દુઃખી લોકોનાં દુઃખ ટાળવા માટે જૈનોએ તન મન ધન સત્તાથી પ્રયત્ન કરવો જોઈએ એમ જૈન શાસ્ત્રોમાં અને હિંદુધર્મના શાસ્ત્રોમાં પણ લખવામા આવ્યું છે, દુઃખને ટાળવાનો પ્રયત્ન કરવાથી અનિકાચિત કર્મોનો ઉદય ટળે છે પણ તમારા ઈશ્વરની ઈચ્છાથી લોકોને જે દુઃખ થાય છે તે દુઃખ ટાળવા તમારાથી ઉદ્યમ નહી થાય, કારણ કે બાપની ઇચ્છાની વિરૂદ્ધ તમારાથી જવાશે નહીં અને અમોતો એમ માનીએ છીએ કે કર્મના ઉદય સામો પુરૂષાર્થ—ઉદ્યમ કરવાથી કર્મ ટળે છે રોગ દુઃખ ટળે છે. અન્યોના રોગ દુઃખ ટળે એવા ઉપાયો કરવાથી અન્ય લોકોનાં કર્મો તથા દુઃખ ટળે છે તેથી સર્વ વિશ્વજીવોની—લોકોની સેવા કરવામા અમારા જૈનધર્મપ્રમાણે અમને બાધ આવતો નથી, પણ તમારા ઈશ્વરની ઇચ્છા વિરૂદ્ધ વર્તવાથી તમને બાધ આવશે. જૈનોને જૈનધર્મ પસંદ છે. તેમને ખ્રીસ્તિતત્ત્વોની ઉપર પ્રમાણેની અસત્ય માન્યતાઓ સત્ય જણાતી નથી તેથી તે પસંદ આવેજ નહી. કોઇ મૂઢઅજ્ઞાનીજૈન, ધર્મના અજાણ એવા જૈનકુલમાં જન્મેલા નામધારી કોઇક જૈનને તમારો ધર્મ પસંદ પડે તે તેના અજ્ઞાનથી છે. ખ્રીસ્તિયો જનાવર ખાય છે એમા ખરો જૈન, પાપ માને છે. કારણ કે મનુષ્યોને જેમ પોતાનો આત્મા અત્યંત પ્રિય છે તેમ પશુઓ વગેરેને પણ પોતાના પ્રાણ પ્રિય છે, તેથી તેઓનુ માંસ ખાવામા મહાપાપ છે. તમો ગાયમા આત્મા માનતા નથી. હિંદુઓ ગાયને દેવના જેવી પવિત્ર માને છે. ગાયમા મનુષ્યના જેવો આત્મા છે, તેથી ગાય વગેરે પંચેન્દ્રિય તિર્યંચોને નહીં મારવાં જોઇએ અને તેઓનું માસ ખાવું ન જોઇએ. હવે યુરોપવાસી યુરોપીયનો પૈકી જર્મની ફ્રાન્સ વગેરેમાં જે વિદ્વાનો જૈનશાસ્ત્રોનો અભ્યાસ કરે છે તેઓને જૈનધર્મ પસંદ પડે છે અને ખ્રીસ્તિ ધર્મ પસંદ પડતો નથી. કેટલાક ખ્રીસ્તિયો તો ઇગ્લાંડ ફ્રાન્સ વગેરેમા હિંદુધર્મ

માનવા લાગ્યા છે અને માસ ખાવામા પાપ માનીને વનસ્પતિ આહારી બન્યાછે. હિંદમા પહેલાં એક અબજ ગાયો હતી માસાહારથી ગાયો ભેસો ઘટવા લાગી છે અને હાલ લગભગ ચઉદકરોડ ગાયો અને સોળકરોડ ભેસો રહી છે. હિંદમાં બાવનલાખ ગાયોની કત્લ થાય છે તેમા પચ્ચાશ લાખ ગાયો તો પરદેશ માટે કપાય છે. અને બે લાખ અહીના મુસલ્માન ખ્રીસ્તિ માટે કપાય છે. આ સંબંધી હિંદુઓએ પરદેશાર્થે ગાયો ન કપાય એવો ઠરાવ કરવો જોઈએ, જો તે આ પ્રમાણે ઓછી થશે તો ઘી દહીં છાશના તોટા પડશે અને તેથી હિંદીઓને ઘણી હાડમારી ભોગવવી પડશે. હિંદવાસી હિંદી ખ્રીસ્તિયોને પણ તેથી ભવિષ્યમા ઘણી હાડમારી ભોગવવી પડશે, માટે હિંદુઓએ–મુસલ્માનોએ અને હિંદીખ્રીસ્તિયોએ ઢોરની રક્ષા માટે પ્રબંધો રચવા જોઈએ. અમેરિકા વગેરે દેશના લોકોની હવે આંખો ઉઘડવા લાગી છે અને તેથી ત્યાં દયા મંડલો સ્થપાવા લાગ્યા છે.

**ખ્રીસ્તિ**—જૈનોમાં ઘણા ધર્મશાસ્ત્રોના કાયદાઓ બાંધ્યા છે તેથી તેઓની ગુલામ જેવી સ્થિતિ થઇ છે. અમારા બાઇબિલમાં તે માટે મનુષ્યોપર ઘણા કાયદા બાંધ્યા નથી.

**જૈન**—જૈનધર્મશાસ્ત્રોમા જે કાયદાઓ છે તે આત્માને પરમાત્મા બનાવવા માટે છે, આત્માનું અનંત જ્ઞાન અને અનંત સુખ પ્રગટાવવા માટે છે મોહાદિકદુર્ગુણો જીતવા માટે છે. તમારા ધર્મના અભિમાની ખ્રીસ્તિયોએ અન્યધર્મી પ્રજાઓને ગુલામ બનાવી છે અને મોહના પશુ બલથી પોતે ગુલામ બને છે તે પોતે પણ દેખી શકતા નથી ઇશુએ બાઇબિલમાં કહ્યું છે કે—**સોયના નાકામાંથી કદાપિ હાથી ચાલ્યો જાય પણ લક્ષ્મી રાજ્ય સત્તાવાળો પ્રભુના સ્વર્ગમાં જઈ શકતો નથી.** ધર્મ કાયદાના ગુલામ બની અન્યોને ગુલામ નહી કરવા, તે સારૂ પણ તમારી પેઠે ધર્મ કાયદાના ગુલામ નહીં બનતાં પાપના

ગુલામ બનવું અને મનુષ્યોની સ્વતંત્રતા હરી અન્યોને ગુલામ બનાવવા તે કોઇ રીતે સારૂં નથી. હિંદવાસીઓને પરતંત્ર ગુલામ જેવા રાખવા એ શું બાયબલમા લખ્યું છે! માટે સમજીને આત્મબળ પ્રાપ્ત કરવું અને અન્યોને ગુલામ બનાવવામા પોતાના ધર્મનું બળ મહત્વ ન સમજવું એજ પ્રભુનો સત્ય ઉપદેશ છે. જૈનધર્મશાસ્ત્રોમાં અનેક ધર્મ નિયમો હોય છે તેમાથી જેને જેટલી રૂચિ શક્તિ હોય તેટલું પાળી શકે છે, અને તે કારણથી શ્રાવકોના ચોથા ગુણસ્થાનસ્થ અને પંચમગુણસ્થ એવા બે ભેદ છે અને ગૃહસ્થ દશામાથી જેને ત્યાગ દશાની રૂચિ થાય તે છઠ્ઠુ પ્રમત્તગુણસ્થાનક અંગીકાર કરીને મુનિ થાય છે. યથા શક્તિ ધર્મવ્રત નિયમો પાળવાના હોવાથી કોઇને અરૂચિ થતી નથી અને તેથી જૈન પ્રજાસંઘનું વ્યવહારમા અને આત્મામા પરતંત્રપણુ ગુલામીપણું રહેતું નથી જે જે અંશે મોહ, ક્રોધ, માન, માયા, લોભ, સ્વાર્થ, કામવાસના, ભય, વગેરે નિવૃત્તિયોના તાબામાં રહેવાય છે તે તે અંશે સર્વવિશ્વવર્તિ અનેક ધર્મીઓનું અને જડવાદીઓનું પણ ગુલામપણું છે. કર્મ યાને શયતાનના તાબામાં રહેનારા જીવો વસ્તુતઃ શયતાનના ગુલામો છે કર્મ મોહરૂપ શયતાનના તાબામાં રહેલા સર્વજીવોને આત્માનું જ્ઞાન, સત્યસુખ અને સત્ય શાંતિની પ્રાપ્તિ થતી નથી. દુનિયાની ગુલામી અને મોહ શયતાનની ગુલામી હઠાવનાર અને બાહ્યાંતર શક્તિયોથી પ્રભુતા પ્રગટાવનાર જૈનધર્મના શાસ્ત્રો છે, તે અનુભવ થશે ત્યારે સમજી શકશો.

**ખ્રીસ્તિ**—ખ્રીસ્તિયોની સહાય કરવા યહોવા પ્રભુ આવે છે. તમારા જૈનોનો પ્રભુ તો વીતરાગ સમભાવી હોવાથી જૈનોની વ્હારે આવતો નથી. અમને પ્રભુ દર્શન આપવા આવે છે, જૈનોનો પ્રભુ જૈનોને દર્શન આપી શકતો નથી, માટે જૈનોએ અમારા યહોવા પ્રભુને માનવો જોઇએ.

**જૈન**—ખ્રીસ્તિબંધુ!!! તમો નિરાકાર પ્રભુને માનો છો. જે સ્વભાવે નિરાકાર હોય તે સાકાર થાય નહીં. નિરાકાર પ્રભુ એક

ઠેકાણેથી બીજે સ્થાને આકાશવત્ જઈ શકતો નથી ખ્રીસ્તિયોની વ્હારે પ્રભુ આવે છે અને અન્યોની વ્હારે આવતો નથી એવો પ્રભુ યહોવા પક્ષપાતી નથી. તમારા ખ્રીસ્તિયો ઉપર તમારા પ્રભુની મહેરબાની સહાય હોત તો તે યુરોપનાં યુદ્ધો અને હાલમા થએલું મહાયુદ્ધ તથા રોગો થવા દેત નહીં. યુરોપી રાજ્યો અને પ્રજાઓ પરસ્પર એક બીજાને ગળી જવા માટે ટાંપી રહી છે, તેમાં જો પ્રભુની સહાય હોત તો એવું બને નહીં. ખ્રીસ્તિયો પરસ્પર ખ્રીસ્તિધર્મના અનેકભેદમા વેચાઇ ગયા છે અને એક બીજાના મતને જૂઠો કહે છે, અનેક રાજ્યના મતભેદોમા વેચાઇ ગયા છે, તથા હજારો યુરોપીયનો બાઇબલને માનતા અટકી પડ્યા છે. જો યહોવા પ્રભુ, ખ્રીસ્તિયોની વ્હારે આવતો હોય તો એવું બનવા પામે નહીં. તમને સાકાર પ્રભુના દર્શન થાય છે કે નિરાકાર પ્રભુનાં દર્શન થાય છે ? તમો જો પ્રભુને સાકાર માનતા હોવતો તેનો કેવો આકાર છે તે મૂર્તિ કરીને જણાવવો જોઇએ. જો મનુષ્યાકારે પ્રભુના દર્શન માનતા હોવતો મનુષ્યાકારવાળા કરોડો દેવો છે તે પૈકી કોઈ દેવે તમને દર્શન આપેલા હોવાં જોઇએ. પ્રભુને સાકાર માનતા હોવતો તેની મૂર્તિ માનવી જોઇએ, નિરાકાર પ્રભુ, દર્શન આપે છે એમ જો માનતા હોવતો તે કેવી રીતનો નિરાકાર છે તે જણાવો આકાશના જેવો નિરાકાર હોયતો આકાશ જેમ એક ઠેકાણેથી બીજા સ્થાને જતું નથી તેમ પ્રભુ પણ આકારવિના એક ઠેકાણેથી બીજા ઠેકાણે જઈ શકે નહીં. તથા તે સદ્ગુણીઓનેજ વ્હાર–સાહાય કરતો હોયતો તે સર્વ-જાતિ ધર્મીપ્રજાને વ્હાર સહાય કરી શકે, પણ એકલા ખ્રીસ્તિયોનેજ વ્હાર કરે એવું બનેજ નહી. તથા જૈનશાસ્ત્રોમાં જૈનધર્મીઓની વ્હારે પ્રભુવિનાના જે દિવ્ય શરીરવાળા દેવો કે જે દેવલોકમા રહે છે તે આવે છે. તમારા માનેલા યહોવાપ્રભુના જેવા તો અમારા સ્વર્ગના દેહધારી મહાશક્તિવાળા દેવો છે, તે ધર્મી મનુષ્યોની સહાયે આવે છે એવા દેવો કોઇ વખત ભક્તોની દૃષ્ટિ પ્રમાણે તેમના મતના દેવના નામે દર્શન આપે છે. નરસિંહ

મહેતા, મીરાંબાઇ વગેરેને પણ એવા દેવેજ તેનાં ઇષ્ટ દેવનારૂપથી દર્શન આપીને તેઓને ખુશ કર્યા હતા. તે પ્રમાણે તમારા પ્રભુના સાકાર દર્શન તથા સહાય વિષે સમજી લેવુ. પોતાના આત્માને પોતાના પુણ્ય કર્મ ધર્મથી આપોઆપ સહાય મળે છે અને તેમા દેવો તથા મનુષ્યો પણ ધર્મબલથી સહાયકારી થાય છે, તેથી જૈનોને અન્યની સહાયની આકાક્ષા રહેતી નથી અમોએ માનેલ કર્મ તે તમારા યહોવા પ્રભુ જેવુ છે. દ્રવ્ય કર્મ અને ભાવ કર્મ તે પ્રકૃતિ રાગદ્વેષ પરિણુતિવાળું તથા પુણ્ય પાપરૂપ હોવાથી તે જીવોને સુખદુ ખ આપે છે તેથી તે તમારા પ્રભુ યહોવા જેવું છે અને તે હિંદુઓના કૃષ્ણ જેવુ છે કર્મરૂપ પ્રભુની સત્તાતળે રહેલા જીવોને કર્મ પોતાના બળે ચાર ગતિમા ભટકાવે છે પુણ્ય-રૂપ પ્રભુની આરાધના તેજ યહોવાની શુભ કૃપા અને તેનાં દર્શન સમજો પુણ્ય ધર્મ કર્મ કરનારાઓ ગમે તે ધર્મના હોય તોપણ તે છેવેટે આત્મારૂપ પ્રભુના દર્શન કરવા સમર્થ થાય છે મનુષ્ય પોતે પોતાના આત્માને જેવો માને છે તે રૂપે તે પોતાના આત્મારૂપ પ્રભુના દર્શન કરે છે. જેવા આકારવાળા પ્રભુને માનીએ અને તેવા આકારવાળી પ્રભુની મૂર્તિપર પ્રેમ ધારણ કરીએ તો તેવા આકારવાળા પ્રભુના દર્શન થાય છે, એમ યોગા-ભ્યાસી તત્ત્વજ્ઞાનીઓ જાણે છે. જ્ઞાનધ્યાનસમાધિથી મન સકલ્પ વિકલ્પ રાગદ્વેષ રહિત થતા સમભાવીને આત્મારૂપ પ્રભુનાં અનુભવ દર્શન થાય છે અને તે નિરાકાર દર્શન છે જૈનો એવી રીતે સાકાર અને નિરાકાર પ્રભુના દર્શન કરી શકે છે અને સ્વાત્માને જ્ઞાનધ્યાનસમાધિથી શુદ્ધ કરી પરમાત્મા પ્રભુ બનાવી આપોઆપ ઇશ્વર બને છે, તેથી જૈનોની તમારી માન્યતાવાળા ખ્રીસ્ત પ્રભુ કે જે શુભાશુભ કર્મ પરિણુતિ શક્તિ જેવા છે, તેમના દર્શન અને તેમની સહાય લેવાની જરા માત્ર જરૂર રહેતી નથી અમારા દેવ વીતરાગ સમભાવી સિદ્ધ છે પણ અમારા પુણ્ય ધર્મબળથી વીતરાગદેવના રાગીદેવો ધર્મીશાસનદેવો અમારી સહાય કરે છે અને અમને એવી બાહ્ય સાહાય્યની ઇચ્છા પણ

રહેતી નથી. જૈનો કર્મરૂપયહોવાને જાણી તેને પણ સ્વય દેખે છે અને આત્મારૂપ પ્રભુના દર્શન કરે છે તથા સ્વર્ગના દેવોને પણ દેખે છે સ્વર્ગના દેવો તેમની પાસે આવે તો પણ તેઓ આત્માની જ્ઞાન દર્શન ચારિત્રદશાને ઇચ્છે છે આત્મા તેજ પરમાત્મા છે એમ જૈનો નિશ્ચયથી જાણે છે, અને ધર્મ કર્મ કરે છે સુખદુઃખ થાય છે તે પુણ્યપાપથી થાય છે એમ જાણે છે, તેથી તેઓ આત્મશ્રદ્ધાવાન સ્વાશ્રયી બની પાપકર્મો ત્યાગીને ધર્મકર્મો કરે છે અને તે આત્મબળમા આગળ વધે છે. તમો જો જૈન બનીને આત્માની શક્તિયો ખીલવો તો આત્મપ્રભુના દર્શન કરી શકશો અને આપોઆપ સ્વાત્માને પ્રભુરૂપ અનુભવી જ્ઞાનધ્યાનસમાધિબળે મોહ વગેરે કર્મોને હઠાવી કેવલજ્ઞાન પ્રગટાવીને પ્રભુ બનશો

**ખ્રીસ્તિ**—જૈનબંધુ ! ! તમારા જૈનશાસ્ત્રોમાં હિંદુઓના ભગવાન્ કૃષ્ણને ત્રીજી નરકમા ગયાનું લખ્યું છે અને ભાગવતમા ઋષભદેવ વગડામાં પોતાના કેશો અને કાષ્ટોના સંઘર્ષણથી અગ્નિ પ્રગટી તેમાં બળી ભસ્મ થયાનું લખ્યું છે, તેથી તમારે અને હિંદુઓને મેળ ન હોવાથી પરસ્પર એક બીજાની સાથે દ્વેષ ધારો છો.

**જૈન**—ખ્રીસ્તિબંધુ ! ! ! જૈનશાસ્ત્રોના કૃષ્ણ જુદા છે અને ભાગવતમા લખેલા કૃષ્ણ જુદા છે. જૈનશાસ્ત્રોવાળા કૃષ્ણ જે ચોરાશી હજારવર્ષ ઉપર થયા છે અને હિંદુઓના કૃષ્ણને પાંચહજાર વર્ષ થયાં છે. જૈનશાસ્ત્રોના ઋષભદેવ જુદા છે અને ભાગવત કથિત ઋષભદેવ જુદા છે. મહાભારતમાં એક શ્લોક છે તેમાં અનેક પાડવ કર્ણ દ્રોણ થયાનું લખ્યું છે. **अत्र द्रोणशतं दग्धं, पांडवानां शतंदग्धं, कर्णसंख्या न विद्यते ॥** અહી શત દ્રોણ બળ્યા છે. પાડવોનું શતક અને કર્ણની તો સંખ્યા નથી, એટલા બળ્યા છે. ઇત્યાદિ શ્લોકોથી અનેક પાડવ કૃષ્ણ દ્રોણ કર્ણ હજારો યુગોમા થયા કરે છે. પાડવો સિદ્ધાચલપર મૃત્યુ પામ્યા છે એમ

જૈનશાસ્ત્રોમા છે અને વૈષ્ણવશાસ્ત્રોમા હિમાલયપર પાડવો મૃત્યુ પામ્યા છે. ઇત્યાદિ પાઠ ભેદો હોવાથી તથા જૈનકૃષ્ણ ઋષભદેવ તથા હિંદુકૃષ્ણ, ઋષભદેવ ભિન્ન હોવાથી અમારે પરસ્પર તમારી પેઠે શાસ્ત્રોના યુદ્ધવડે હજારો મનુષ્યોની કત્લ થઇ નથી. તમારા ખ્રીસ્તિયોના રોમન કેથોલિક અને પ્રોટેસ્ટંટ મતભેદે હજારો લાખો મનુષ્યોનાં પરસ્પરનાં મસ્તક કપાયા છે ખ્રીસ્તિ પાદરીઓએ પણ શસ્ત્રોવડે સ્હામા પક્ષનાં મસ્તક છેદ્યાં છે, તેનો ઇતિહાસ મોજુદ છે જૈનો અને હિંદુઓમાં ધર્મભેદ છે પણ તેથી તમારી પેઠે પરસ્પર ખૂનામરકી થઇ નથી. જૈનો અને હિંદુઓ એક મા બાપનાં સંતાનો છે અને બન્ને આર્યો છે અને બન્ને અસલના હિંદના વતની છે. દેશરાજ્યાદિક બાબતમાં પરસ્પર સંપીને વર્તે છે. ઘણી ખરી બાબતોમા બન્ને એકજ છે અને એક રહેશે બૌદ્ધો પણ હિંદુધર્મી છે. ત્રણના ધર્મની ઉત્પત્તિનુ સ્થાન હિંદ છે. મહમદ પયગંબર સાહેબ અને ઇશુ જેવા મહાત્માઓ એશિયામાં થયા છે એશિઆ અને એશિયામાં પણ હિંદ, સર્વધર્મની ખાણ છે. ધર્મની બાબતમાં એશિયા અને હિંદ સર્વદેશનો ગુરૂ છે અને ગુરૂ રહેશે હિંદુજૈનશાસ્ત્રોમાં જેટલુ તત્ત્વ જ્ઞાન છે તેટલુ અન્યત્ર નથી. જૈન, બ્રાહ્મણ અને બૌદ્ધોનાં ધર્મશાસ્ત્રો છે તે હિંદુ ધર્મશાસ્ત્રો ગણાય છે એ ત્રણ પુનર્જન્મને માને છે. જગત્કર્તા અને જગત્ નહીં કર્તા એવારૂપે ત્રણે ઇશ્વરને ભજે છે. તમારા કરતા અમારા હિંદુઓમાં ધર્મમતસહિષ્ણુતા વિશેષ છે અને તેવી ધર્મમતભેદ સહિષ્ણુતા તમારામાં નથી. જૈનશાસ્ત્રના અભ્યાસી યુરોપીયનો પણ મુક્તકંઠે જૈનશાસ્ત્રોની પ્રસંશા કરે છે અમે જૈનહિંદુઓ પરસ્પર દ્વેષ કરતા નથી અને એક ગામમા સાથે લગ્ન કરી રહે છે. તમારા જેવા પરસ્પર લડાવવા દાવ પેચ કરે પણ તેથી તે છેતરાશે નહીં.

**ખ્રીસ્તી**—ઇશુએ અનેક ચમત્કારો બતાવ્યા તથા પ્રભુએ તેને આકાશનું તથા પૃથ્વિનું રાજ્ય સોંપ્યુ તેથી ઇશુ પ્રભુનો પુત્ર

છે એમ સિદ્ધ થાય છે તેની પછી કોઈ પ્રભુ તરફથી સંદેશો લાવનાર પ્રગટનાર નથી. ઇશુના જેવો કોઇ ક્ષમાવાન થયો નથી

જૈન—ખ્રીસ્તિ બંધુ ! ! ! સર્વધર્મના શાસ્ત્રો વાંચશો તો તમને પ્રભુ ભક્તોના, ઈશુ કરતા પણ મોટા ચમત્કારો જણાશે. ચમત્કારોથી કોઇ પ્રભુનો પુત્ર ગણાતો નથી એમ ઇશુએ કહ્યુ છે જુઓ. નવાકરારમાં " **ત્યારે જો તમને કોઇ કેહેશે કે જુઓ તે ખ્રીસ્ત હીયાં અથવા ત્યાં છે તો તમે માનતા ના કેમકે મિથ્યા ખ્રીસ્ત તથા મિથ્યા ભવિષ્ય વાદિઓ ઉઠશે ને એવા મોટા ચમત્કાર તથા અદભુત કામ દેખાડશે કે જો બની શકે તો પસંદ કરેલાઓને પણ તેઓ ભુલાવશે** " બાયબલના આ વાકયથી સમજવાનું એટલું છે કે ઇશુને પણ ચમત્કારોથી ભૂલાવે એવા ચમત્કારીઓ પ્રગટવાના, તેથી સમજવાનું એ છે કે, ચમત્કારોથી ઈશુ અગર અન્ય કોઈ પ્રભુનો દીકરો સિદ્ધ થતો નથી. પ્રભુએ ઈશુને આકાશ પૃથ્વીનું રાજ્ય આપ્યુ એ પણ કંઈ મહત્વની બાબત નથી. કારણ કે જૈન શાસ્ત્રોમાં લખ્યું છે કે પવિત્ર જ્ઞાન દર્શન ચારિત્રને પાળનાર એવા મનુષ્યો મૃત્યુ પામીને સ્વયં આકાશ પૃથ્વી અર્થાત્ ત્રણભુવનના પ્રભુ બને છે અને એવુ પ્રભુરાજ્ય સર્વ લોકો, આત્માના શુદ્ધ બળથી પામે છે અનત જીવો તેવા સિદ્ધ પ્રભુ થયા થાય છે અને થશે. તમારા શાસ્ત્રોમાં તો પ્રભુએ ઇશુને રાજ્ય આપ્યુ પણ અમારા શાસ્ત્રાધારે તો સર્વ ભક્ત–સત–મહાત્માઓ પોતે પ્રભુ થાય છે, તેથી તમારી બાબતમાં વિશેષ કંઈ પણ મહત્વ નથી. ઇશુ પછી કોઈ પ્રભુનો પયગામ લાવનાર નથી એમ તમો માનો છો પણ મુસલ્મનો તેમના પછી થનાર મહમદ પયગબર સાહેબને પ્રભુનો સંદેશો પયગામ લાવનાર માને છે. જુઓ કુરાને શરીફ, વાંચો. મુસલ્માનો કુરાનના આધારે જણાવે છે કે પ્રભુ અર્થાત્ ખુદાના પુત્ર તરીકે ઈશુ નથી, કારણ કે પ્રભુ નિરાકાર છે

તેને સ્ત્રી નથી તેથી તેનાથી પુત્ર થઇ શકે નહીં. ઇશુ પછી મહમદ પયગંબર પ્રગટયા તેથી તમારૂં વચન સત્ય ઠરતુ નથી. તથા ઇશુએ અંજીરના વૃક્ષને ક્રોધ કરી શાપ આપ્યો તેથી તે બળી ગયું. અંજીરના વૃક્ષનો કાંઇ વાંક નહોતો. તમારા મત પ્રમાણે તે પ્રભુની ઇચ્છાથી એવું બન્યુ હતું તેથી ક્રોધ વિના શાપ ન દેવાય ઇસુને કોપ થયો તેથી તે ક્રોધી ઠર્યો. માટે ખરેખરા ક્ષમાદિ ગુણવાળા તો શ્રી મહાવીર વીતરાગ દેવ સિદ્ધ ઠરે છે.

ખ્રીસ્તિ—ઇશુએ મનુષ્યોના શરીરોમાં રહેલાં ભૂતોને કાઢયાં, તેમનામા બાપટીઝમ વખતે પ્રભુ કબૂતર રૂપે ઉતર્યો, તેમણે પ્રભુનો પ્રકાશ દીઠો. ભુખ્યાઓને રોટલી અને માછલીઓ ખાવાની આપી, માટે તે પ્રભુનો પુત્ર છે તે સમાન અન્ય કોઈ નથી.

જૈન—ખ્રીસ્તિબંધુ !!! તમો શાસ્ત્રધર્મ મતવાસનાના બંધનથી મુક્ત મધ્યસ્થ થઇ અમારા કહેવા પર ધ્યાન રાખો. સામાન્ય ભક્ત મહાત્માઓ પણ ભૂતોને કાઢી શકે છે અને રોગોને પણ દૂર કરી શકે છે. પ્રભુનુ ધ્યાન તપચારિત્ર પાળતાં સર્વ ધર્મવાળા મહાત્માઓ, યોગાભ્યાસબળે થોડા ઘણા ચમત્કારી બને છે અને એવા ચમત્કારની વાતો તો જૈન શાસ્ત્રો, હિંદુ શાસ્ત્રો બૌદ્ધશાસ્ત્રો અને મુસલમાન શાસ્ત્રોમાં પણ મોજુદ છે. પ્રભુમહાવીર દેવની પાસે ચોસઠ ઇન્દ્ર અને અનેક દેવો તથા દેવીઓ આવતી હતી અને મહાવીર પ્રભુની સેવા કરતી હતી. પ્રભુ મહાવીર દેવે બાલ્યાવસ્થામાં જમણા અંગુઠાથી મેરૂ કપાવ્યો. જે મહાત્માઓને દેવોની અને દેવીઓની સહાય છે, તથા જેઓનામાં આત્મબળ ખીલ્યું છે તેઓ અનેક ચમત્કાર બતાવી શકે છે. મહાત્માઓ આકાશમાં ઉડીને લાખો કરોડો ગાઉ ઉપરાંત જાય છે, તેમની ઇચ્છા પ્રમાણે દેવો અને દેવીઓ કાર્ય કરે છે. શ્રીગૌતમસ્વામીએ એક શેર ખીરવાળી તરપણીમાં વા પાત્રમાં અંગુઠો મૂકીને પન્નરસો તાપસોને પરિપૂર્ણ ભોજન કરાવ્યું હતું. જો તે વખતે લાખો તપસીઓ ભૂખ્યા હોત તો તેઓને પણ ભોજન

કરવી શકત, માટે એ બાબતમા પણ કાઈ વિશેષ મોટુ આશ્ચર્ય નથી તમોએ કહ્યું કે બાપટીઝમ વખતે ઈશુના ઉપર આકાશ-માંથી કબૂતરરૂપે પ્રભુ ઉતર્યો તેનો ઉત્તર એ છે કે—પંખીઓમા કબૂતર જેવું કોઇ દયાળુ નથી તે સડેલો દાણો ખાતુ નથી. અને રાત્રે ભોજન કરતુ નથી તેથી તે અત્યત દયાલુ હોવાથી કબૂતરને ઈશુએ પ્રભુનુ રૂપક આપ્યુ છે અર્થાત્ ઇશુમા મનુ ષ્યોની દયા પ્રગટી પણ માછલા તો તે મનુષ્યોને ખવરાવતા હતા, તેથી તેમનામા જલચરપંખીપશુની ખાસ દયા પ્રગટી હતી એમ તો કહી શકાય તેમ નથી પ્રભુ કબૂતરરૂપે ઉતર્યો તેનો અર્થ એવો છે કે પોતાના આત્મામાં દયા પ્રગટી. પ્રભુ કઇ કબુતરનુ રૂપ લેઈ આવતો નથી. કારણ કે તે નિરાકાર છે. તમો કહેશો કે પ્રભુ ગમે તે વખતે ગમે તેવુ રૂપ લેઈ શકે છે તો તેના ઉત્તરમાં કહેવાનુ કે એવા તમારા પ્રભુની પેઠે તો અમારા જૈન શાસ્ત્રોમાં વર્ણવેલા દેવો અને દેવીઓ પણ હજારો લાખો રૂપો લે છે અને બદલે છે, તેથી તેમના જેવા તમારા પ્રભુ ઠર્યા. કોઈ દયાળુદેવે કબૂતરનુ રૂપ કર્યું હોય તો જ્ઞાની જાણે. એવા દેવોતો અસંખ્ય છે તેઓથી પરમેશ્વર તો ન્યારો નિરાકાર જ્યોતિરૂપ છે. પ્રભુ નિરજન નિરાકાર છે. તેથી તમો તેની મૂર્તિ માનતા નથી તે જો કબૂતર થાય તો તે સાકાર ઠર્યો અને તેથી સનાતન હિંદુઓની પેઠે તમારે પ્રભુની મૂર્તિ માનવી જોઇએ ઇશુએ પ્રભુનો પ્રકાશ દીઠો. તેના ઉત્તરમાં કહેવાનું કે, ઇશુ તો શુ ? પણ સર્વ જાતના ધર્મવાળા મહાત્માઓના ચરિત્રોમાં તેઓએ પ્રભુનો પ્રકાશ દીઠો એવી વાતો આવે છે. મે પોતે આત્મારૂપ પ્રભુનો પ્રકાશ ખરે-ખર અંતરની દૃષ્ટિએ દેખ્યો છે. પાઉલ વગેરે પ્રેરિતોએ બાહ્ય-ચક્ષુ વડે પ્રકાશ દીઠો તેથી તેમની બાહ્યની આખો અંજાઈ ગઈ. આંખો દાબી દીધી પણ તેમના તેવા પ્રકાશને આત્મપ્રભુનો પ્રકાશ કહી શકાય નહીં કારણ કે આત્મપ્રભુનો પ્રકાશ છે તે તો અંતરની ચક્ષુથી દેખાય છે, પણ બાહ્યચક્ષુથી દેખાતો નથી. બાહ્યના પ્રકાશો વિજળી જેવા અનેક હોય છે અને તે તો કોઇ સ્વરાગી

શરીરધારી દેવ દેખાડે છે અને તે આકાશમા રહી બોલી પણ શકે છે, વાતો કરે છે, તેથી ચાર નિકાયના દેવોનુ અને પરમેશ્વરનું સ્વરૂપ જેઓ જૂદું જાણતા નથી તેઓ પરમાત્મા અને દિવ્ય-દેહધારીદેવને એક સમજી લે છે અને તેથી પાઉલ વગેરેની પેઠે એમ જાણે છે કે અમોએ પ્રભુનો પ્રકાશ દીઠો. ખરા પ્રભુના પ્રકાશથી અંતરની આંખો પ્રભુના તેજથી અંજાઈ જતી નથી અને આત્મા ભયભીત થતો નથી અને મૂર્છા પામતો નથી. ચાર નિકાયના દિવ્યદેહધારી દેવો છે, તે બાહ્ય પ્રકાશ દેખાડે છે અને પોતે આકાશમાં ગુપ્ત રહી બોલી શકે છે, તેને ભક્તો પરમેશ્વર માની લે છે. કેટલાક મહાત્માઓ મરીને દિવ્ય-દેહધારી દેવ થાય છે, તે દેવ થવાથી પુનરૂત્થાન પામેલા કહેવાય છે અને તેમણે જે ધર્મ ચલાવ્યો હોય છે તેની પુષ્ટિ પ્રચાર કરવા માટે લોકોને દર્શન આપે છે તથા અનેક ચમત્કારો કરી બતાવે છે તેથી લોકો તે ધર્મને પ્રભુનો સમજી પાળે છે એમ અહીં ઈશુના પુનરૂત્થાનમાં પણ બન્યુ હોયતો સર્વજ્ઞ પરમાત્મા જાણે. જૈન શાસ્ત્રોના આધારે સમજાય છે કે કોઇ મનુષ્યે પ્રભુનો ભક્ત બની ધર્મ પ્રવર્તાવ્યો હોય છે, અને તે મરણ પામી દિવ્યદેહધારી દેવ થયો હોય છે તો તે પોતાના મૂલ મનુષ્યના રૂપે લોકોને દર્શન આપે છે અને પોતાના પન્થીઓની વૃદ્ધિ કરે છે. ઇશુએ ભૂખ્યા ઓને ખાવા આપ્યુ. રોટલીઓ અને માછલીઓ ખૂબ થઈ ગઇ ઇત્યાદિ ચમત્કાર તો દેવની સહાયથી અને આત્મબળથી થાય છે તેથી તેમા કંઈ અમારા ધર્મી સંતો કરતાં વિશેષ ચમત્કાર નથી. આત્માની અનંત શક્તિ છે. આત્માના સંકલ્પ બળથી દેવ જેવા ચમત્કારો કરી શકાય છે. આત્મા તે પરમાત્મા છે. અમારા સર્વના આત્માઓ તેજ પરમાત્માઓ છે, તે પ્રમાણે સત્તાએ ઈશુનો આત્મા પણ પરમાત્મા છે તેથી સર્વાત્માઓ સત્તાએ અનંત શક્તિ વાળા છે, તે શક્તિયોનો પ્રકાશ ખરેખર તપ, જપ, સેવા, ભક્તિ, ધ્યાન જ્ઞાન સમાધિથી થાય છે, તેથી સર્વધર્મવાળા ભક્તો સંતો-મહાત્માઓ આત્મશક્તિયોને પ્રગટાવીને થોડા

ઘણા અંશે લબ્ધિયોને—ચમત્કારોને પ્રગટાવે છે. તેવું જ્યા ત્યાં થોડુ ઘણુ દેખવામા આવે છે તેથી કંઇ અમુકજ ચમત્કારી પ્રભુનો પુત્ર છે અને બીજા નથી એવુ સિદ્ધ થતુ નથી. પિતાના પુત્રની પેઠે આપણે પ્રભુને પિતા માનીને પુત્રની પેઠે વર્તી પ્રભુની ભક્તિ કરવી તેમાં પ્રભુ પુત્ર એવી ઉપમા ઘટી એવી પ્રભુ પુત્રની ઉપમા સર્વ ભક્ત સંતોને ઘટી શકે છે તે પ્રમાણે ઇશુ પણ પ્રભુ પુત્ર તરીકે ગણાય તો વિરોધ નથી પણ પ્રભુનો, પિતાના પુત્રની પેઠે પુત્ર માનતાં વિરોધ અસત્યતા આવે છે, માટે વિવેકદૃષ્ટિથી સત્ય વિચારને સત્યને માનો તો આત્માની ઉન્નતિ થશે. ઇશુ ક્રાઇસ્ટ સબંધી જૂનામાં અને નવાકરારમાં જે કંઇ લખવામાં આવ્યું છે તેમાં તેમના શિષ્યોએ રાગમહિમાદૃષ્ટિથી કંઇક વિશેષ કેમ ન લખ્યું હોય ! તે વિચારવા જેવું છે. લોકો પોતાના ગુરૂનો પ્રભુ સમ મહિમા વધારવાને તેમની પાછળ ચમત્કારીચરિત્રો લખે છે, તેથી ચમત્કારો તરફ ન જોતા આત્માના સદ્‌ગુણોની વૃદ્ધિ થાય અને દુષ્ટાચાર હિંસાદિ દુર્ગુણ દોષોનો નાશ થાય તે તરફ ખાસ લક્ષ્ય રાખી પ્રવર્તવુ જોઇએ. અને ગમે તે ધર્મવાળાના સદ્‌ગુણોના રાગી બનવુ જોઇએ અને દુર્ગુણો તરફ લક્ષ્ય ન રા ખવુ જોઇએ.

ખ્રીસ્તિ—તમો જૈનો હિંદુઓ અને બૌદ્ધો પુનર્જન્મ માનોછો અને અમો આત્માનો પુનર્જન્મ માનતા નથી.

જૈન—ખ્રીસ્તિબંધુ ! તમો પુનર્જન્મ માનો અગર ન માનો તે તમારી મરજીની વાત છે. તમો ભૂતોને માનો છો તે એકવાર મનુષ્યો હતાં. એક શરીર પછી બીજુ શરીર લેવું તે પુનર્જન્મ છે. તમો બાયબલના આધારે માનો છો કે એક દિવસ પ્રભુ આવશે તે સર્વ મરેલાઓને ઉઠાડશે અને પાપી ધર્મીઓની હારમાં વેંચી નાખશે, જેઓએ ધર્મ કર્યાં હશે તેઓને આકાશનું અનત રાજ્ય આપશે અને જેઓએ પાપ કર્યાં હશે તેઓને સદાનું નરક આપશે; પ્રભુ, સર્વજીવોને ઉઠાડશે તે

વખતે પાછાં બન્નેનાં શરીરો પ્રગટવા એ પણ પુન. શરીર દ્વારાજીવન હોવાથી અલ્પાંશે પણ પુનર્જન્મ છે. કર્મ પ્રમાણે જન્મ થાય છે. શુભ કર્મીઓને પુણ્યાત્માઓને સ્વર્ગ મળે છે અને પાપકર્મીઓને નરક મળે છે તેમાં તેમનાં પુણ્ય અને પાપકર્મજ હેતુભૂત છે, અને પુણ્ય તથા પાપના અનુસારે બીજા દેહધારીને તે સ્વર્ગમા સુખ અને નરકમાં દુઃખ ભોગવે છે. કર્મરૂપ પ્રભુએ તેમનો ન્યાય કર્યો. તમો કહો છો કે અમારા પ્રભુએ ન્યાય કર્યો જેને તમે તમારા પ્રભુ કથો છો તે અપેક્ષાએ અમોએ માનેલ શુભાશુભકર્મ તેજ પ્રભુરૂપકથી છે. અને શુભાશુભ કર્મના અનુસારે સ્વર્ગ નરકમા જવુ તે પુનર્જન્મ છે, તે અપેક્ષાએ સિદ્ધ થાય છે. આપણા આ જન્મની પહેલાં જન્મ હતો. આત્મા અનાદિ કાલથી છે તે ઉત્પન્ન થયો નથી અને તેનો કોઈ ઉત્પન્ન કર્તા નથી માટે અજ છે. જે ઉત્પન્ન થાય છે તે કાર્યરૂપ હોવાથી ઘટની પેઠે નષ્ટ થાય છે. આત્મા જો ઘટની પેઠે માનો તો તે અનંત જીવનવાળો હોય નહી. બાઈબલમાં પણ આત્માનું અનંતજીવન લખ્યું છે, તેથી પ્રભુએ આત્માને બનાવ્યો નથી અને આત્માની સાથે કર્મનો સંયોગ પણ પ્રભુએ કર્યો નથી. અનાદિકાલથી આત્માની સાથે કર્મનો સંબંધ છે. તેથી શુભાશુભકર્મોના અનુસારે અનાદિકાલથી આત્મા શરીરરૂપ વસ્ત્રોને ધારણ કરતો જાય છે અને બદલતો જાય છે એમ પુનઃ પુનઃ નવાં શરીરો પ્રગટાવવાં અને જૂનાંનો ત્યાગ કરવો તે પુનર્જન્મ છે અને એવા પુનર્જન્મો આત્માએ અનંતીવાર લીધા અને આત્માની સાથે જ્યાંસુધી કર્મ રહેશે ત્યાંસુધી આત્મા અનેક જન્મોને લેવાનો અને છડવાનો. કર્માનુસારે શુભાશુભ અવતાર થાય છે. તમો પણ માનો છો કે પુનરૂત્થાનના દિવસે પ્રભુ મરેલાઓને ઉઠાડશે અને તેના શુભાશુભકર્મના અનુસારે સ્વર્ગ નરકને આપશે એ ઉપરથી સિદ્ધ થયુ કે જીવોની સાથે તમારા પુનરૂત્થાનના દિવસસુધી પણ કર્મતો રહ્યુ અને પ્રભુ પણ કર્મના અનુસારે ફલ આપશે અર્થાત્ કર્મના કાયદાને

ઉલ્લઘીને સર્વ જીવોને તે સ્વર્ગમાં લેઇ શકશે નહી પ્રભુ પણ કર્મના કાયદાને અનુસરીને કર્મના આધીન જીવોને ફલ આપશે અર્થાત્ તે પ્રભુ, કર્મના આધીન પરતન્ત્ર થયો પાપી જીવોને તે દિવસે સ્વર્ગમાં લેઇ જવાની ઇચ્છા કરે પણ તેની મરજી શું કરે ? કારણ કે તેને કર્મના અનુસારે જીવોને સુખદુઃખ આપવું પડશે, તેમા પ્રભુ કરતા કર્મ બલવાન્ થયું જીવોએ ઇશ્વરને અકર્તા માની તથા સાક્ષીરૂપ માની શુભકર્મો–પુણ્યકર્મો કર્યા હશે તેઓએ જો કે પ્રભુને પોતાના તથા જગતના કર્તારૂપ નહીં માન્યો હશે તોપણ તેઓને શુભકર્મના અનુસારે સ્વર્ગ આપવું પડશે તેમા ઇશ્વિરનુ કઇ ચાલશે નહી. તમો એમ કહેશો કે પ્રભુને જગતકર્તા તરીકે નહીં માનનારા અને પરમાર્થપુણ્યકર્મો કરનારા એવા જીવોને તે સ્વર્ગ નહીં આપે પણ પોતાને માનનારા પણ પાપ કરેલાઓને તે સ્વર્ગ આપશે, એમ કહેવામાં પ્રભુનું અન્યાયી પક્ષપાતીપણુ અને અજ્ઞાન ઠરશે, માટે તમારે કર્મની સત્તાના તાબે રહીને જીવોને સુખદુઃખ આપનાર પ્રભુ માનવો પડશે, તેથી કર્મ કરતા પ્રભુ બળવાન્ નહી ઠરે. કારણકે તે કર્મરૂપ કારણના અનુસારે વર્તે છે તેથી. કૃષ્ણે સભામા દ્રૌપદીને વસ્ત્રો પૂર્યા તેજ કૃષ્ણરૂપપ્રભુ જ્યારે મરણ પામ્યા અને તેમની સ્ત્રીઓને લેઇને અર્જુન દિલ્લી જતો હતો, અને વગડામાં કાબા લોકોએ અર્જુનને લુંટયો અને કૃષ્ણની કેટલીક સ્ત્રીઓને પકડી પોતાના ઘરમા ઘાલી. કૃષ્ણની સ્ત્રીઓએ કૃષ્ણની સ્તુતિ કરી પણ કૃષ્ણે સહાય કરી નહીં, એમ વિષ્ણુપુરાણમાં લખ્યુ છે, કૃષ્ણની સ્ત્રીઓએ પાછલા ભવમાં એક ઋષિની મશ્કરી કરી હતી તેથી તેમના કર્મના અનુસારે કાબાઓએ ઘરમાં ઘાલી. દ્રૌપદી સતી હતી તેથી આકાશમાં રહેનાર દેવોએ વસ્ત્ર પૂર્યાં ત્યારે કૃષ્ણના ભક્તો કહે છે કે શ્રીકૃષ્ણે વસ્ત્રો પૂર્યાં. આ ઉપરથી સિદ્ધ થાય છે કે આત્માની સાથે અનાદિ કાલથી કર્મ છે અને તેના અનુસારે જીવોના જન્મ મરણો થાય છે તેમા પ્રભુને વચ્ચે કર્મના અનુસારે ન્યાય કરનાર તથા સુખદુઃખ આપનાર છે

એમ કલ્પના કરવાની જરૂર રહેતી નથી. કારણકે પુણ્ય પાપ કર્માનુસારે જીવોને સ્વયમેવ શુભાશુભ જન્મો અને સુખ-દુઃખ થાય છે તેમા અન્યજીવો અને જડવસ્તુઓ સુખદુઃખમાં નિમિત્તકારણરૂપ થાય છે. હવે મૂલ વિષય ઉપર આવીને કહેવાનું કે આત્માના અને કર્મના યોગે પુનર્જન્મો છે અને તે સિદ્ધ થાય છે. બૌદ્ધો પુનર્જન્મના સિદ્ધાતને માને છે. હિંદુઓ પુનર્જન્મના સિદ્ધાતને માને છે. જૈન શાસ્ત્રો પુનર્જન્મના સિદ્ધાતને સ્વીકારે છે બુદ્ધને પગમાં ખીલો વાગ્યો તેથી તેના શિષ્યોએ પુછયું કે ભગવન્ !! તમને કયા કર્મથી ખીલો વાગ્યો ? ત્યારે બુદ્ધ મહાત્માએ કહ્યું કે અહીંથી એકાણુમા ભવમા મે શક્તિ વડે એક પુરૂષને હણ્યો હતો તે પાપ કર્મ હાલ આ ભવમાં ઉદયમા આવ્યુ અને તેથી પગે વિંધાયોછું, અર્થાત્ ગૌતમ બુદ્ધના આ દ્રષ્ટાતથી પુનર્જન્મો સિદ્ધ થાય છે. શ્રી કૃષ્ણે ભગવદ્ગીતામાં કહ્યુ છે કે—**अनेकजन्मससिद्धस्ततो याति परागतिम्** અનેક જન્મોથી જેણે આત્માની સાધના કરીને સસિદ્ધ થયો છે તે પરગતિ અર્થાત્ મુક્તિને પામે છે ભગવદ્ગીતામા અર્જુનને કૃષ્ણ કહે છે કે **बहूनि जन्मानि व्यतीतानि मेतवार्जुन**—હે અર્જુન !! મારા અને તારા ઘણા જન્મો થયા. જૈનશાસ્ત્રોમા તીર્થંકરોના અને અન્યોના જન્મોનુ વર્ણન ઘણુ છે, તેથી અમો આર્યો પુનર્જન્મ માનીએ છીએ. "તમો એમ કહેશો કે સાતહજાર વર્ષ પૂર્વે પ્રભુએ જગત્ રચ્યુ," તે પણ અસત્ય ઠરે છે. પ્રભુ જો મનુષ્યોને પેદા કરે છે તો પુછવાનુ કે તે ન્યાયથી સર્વ જીવોને બનાવે છે ? એમ કહેશો તો સર્વ જીવોને એક સરખુ કર્મ લગાડવું જોઇતું હતુ તેવુ તો છેજ નહીં. તમે કહેશો કે મનુષ્યજન્મની પહેલા કર્મ નહોતુ, કર્મ તો મનુષ્ય જન્મ પછીથી લાગે છે તો કહેવાનું કે—કર્મને લગાડનાર કોણ ! જો કહેશો પ્રભુએ લગાડયું તો કર્મનો દોષ ખરેખર પ્રભુના શિરપર આવશે જો કહેશો કે શયતાને કર્મ લગાડયુ તો તેમાં જીવોનો દોષ નહીં હોવાથી છેલ્લા દિવસે પ્રભુએ પાપીઓને પણ નરકમાં ન નાંખવા જોઇએ, કારણ કે તેમાં

સયતાનનો વાંક હતો શયતાનને બનાવનાર પ્રભુ છે, તેથી તેમા, પ્રભુનો વાક ઠર્યો, તેથી જીવો નિર્દોષી ઠર્યા તેથી જીવો કર્મ રહિત ઠર્યા તથા તેઓનો તેમા વાક ન ઠર્યો ઈત્યાદિ ઘણા દોષો આવે છે, તેથી તે તથા ગર્ભમાં બાલક આંધળા લુલાં જન્મે છે તે કયા કર્મથી અને તેમણે ગર્ભમાં કઈ પાપ નથી કર્યું તેથી ત્યા પ્રભુએ તે જીવો-ને આધળા લુલા કેમ બનાવ્યા ? તેનો ઉત્તર પણ પૂર્વભવનું કર્મ માન્યા વિના મળતો નથી, તથા ગર્ભમાં જે બાલકો મરી જાય છે તે કયા કર્મથી ? તથા પ્રભુએ એવાં બાળકોને કેમ બનાવ્યા ? તે કર્મની માન્યતા માન્યા વિના પ્રભુના કર્તાપણાથી કઇ સિદ્ધ થતુ નથી. મનુષ્યોને પૂર્વભવનું જ્ઞાન થાય છે તેથી પુનર્જન્મની સિદ્ધિ થાય છે. થીઓસોફીકલ સોસાયટીની સ્થાપક તથા એની-બેસન્ટ પણ બાયબલના આધારે પુનર્જન્મની સિદ્ધિ કરે છે. આ ભવમાં ક્રોધ વગેરેની જે લાગણીઓ થાય છે તેનું કારણ પૂર્વ-ભવના સસ્કારો છે, તથા તુર્તનુ જન્મેલુ બાલક પોતાની માતાને ધાવે છે તે ક્રિયાનો સસ્કાર ખરેખર પૂર્વભવોથી ચાલ્યો આવે છે. તેથી આવી પ્રવૃત્તિ થાય છે માટે પુનર્જન્મની સિદ્ધિ થાય છે પુનર્જન્મની સિદ્ધિમા અનેકદલીલો મળે છે પુનર્જન્મ માન-વાવાળાઓ પરમાર્થ કાર્યોમા મરણાદિકનો ભય ગણતા નથી. આ જન્મ પછી બીજો જન્મ છે એમ માનતાં શરીર છોડવાનો ભય રહેતો નથી તેથી આર્યો અસલથી આણાર્પણમા નિર્ભય બનેલા જણાય છે, યુરોપીયનો પણ હવે પ્રેતાવાહ્ન વિદ્યાથી પુનર્જન્મ માનવા લાગ્યા છે મનુષ્યો મરીને ભૂતો વગેરે થાય છે અને તે પૂર્વજન્મોનું વર્ણન કરે છે. તેથી પુનર્જન્મો છે એમ હવે જડ-વાદીઓ પણ સ્વીકારવા લાગ્યા છે. પુનર્જન્મની સિદ્ધિ કરવા માટે લખવામાં આવે તો એક અલગ ગ્રન્થ થઇ જાય માટે આટલા કથનથી તમો પુનર્જન્મની માન્યતા સ્વીકારશો.

ખ્રીસ્તિ—જૈનો કર્મવાદ માનીને કર્મના ગુલામ દાસ શક્તિ-હીન બન્યા છે. કર્મ પ્રમાણે થાય છે એવું માનવાથી જૈનોના

ઘરમાંથી કોઈ સ્ત્રીઓ ઉઠાવી જાય તો તેઓ કહેશે કે એ તો કર્મના અનુસાર બન્યું. સ્ત્રીઓને એવાં કર્મ લાગ્યાં હશે તેથી તેને બીજાઓ ઉપાડી ગયા, તેમા અમે શું કરીએ એમ માનવાથી જૈનો મડદાલ નિર્વીર્ય બની ગયા છે અને અમો તો પ્રભુની ઈચ્છાને સર્વ બાબતોમાં હેતુ માનીએ છીએ તેથી બલવાન્ છીએ.

જૈન—ખ્રીસ્તિબંધુ !! તમોએ જે કહ્યું છે તે યુક્તિયુક્ત નથી અર્થાત્-જૈનોની માન્યતા પ્રમાણે નથી. પ્રભુની ઈચ્છાથી સર્વ થાય છે એવી શ્રદ્ધાવાળા ખ્રિસ્તી વગેરે મનુષ્યોના ઘરોમાં બીજાઓ પેસી ગયા અને તેઓની સ્ત્રીઓને ઉપાડી ગયા ત્યારે તે પરસ્પર કહેવા લાગ્યા કે-પ્રભુની ઇચ્છા હતી તેથી બીજાઓ અમારી સ્ત્રીઓને લેઇ ગયા. માટે આપણે પ્રભુની ઇચ્છાથી વિરૂદ્ધ વર્તી આપણી સ્ત્રીઓને પાછી લાવવી ન જોઇએ, કારણ કે જો એમ વર્તીશુ તો પ્રભુની ઇચ્છાથી વિરૂદ્ધ વર્ત્યા એમ ગણાઇશુ. આવી પ્રભુની ઇચ્છાને માનનારાઓ મડદાલ-પરતન્ત્ર-ગુલામ બને છે. તમારો સિદ્ધાત પ્રભુની ઇચ્છા પ્રમાણે થાય છે એમ છે તેથી તમો પણ બાયલા નિર્બલ શક્તિહીન થાઓ તેમા ઉપરની યુક્તિ વ્યાજબી ઠરે છે. કોઈ ખ્રીસ્તિ માંદો હોય છે તો તે પ્રભુની મરજીથી માંદો પડયો એમ જાણે છે, તોપણ તે દવા કરે છે, તે પ્રમાણે જૈન પણ માંદો પડે છે ત્યારે જાણે છે કે કર્મના ઉદયથી રોગ થયો છે, પણ જૈનશાસ્ત્રોના આધારે તે પાછો જાણે છે કે, દવા વગેરેના પુરૂષાર્થથી-ઉદ્યમથી અનિકાચિત કર્મરોગ ટળે છે તેથી તે દવા કરે છે અને રોગને મારી હઠાવે છે. તીવ્ર નિકાચિત કર્મનો પણ જ્ઞાન, ધ્યાન, તપ, સયમથી નાશ થાય છે, તેથી જ્ઞાની જૈનો કે જે ગૃહસ્થો હોય છે તેના ઘરમાંથી કોઇ સ્ત્રી અગર દીકરી ઉઠાવી જાય છે તો તે તેને પાછી લાવવા માટે તન મન ધનથી કોટિ ઉપાયો કરે છે અને તેના દુશ્મનોને હઠાવીને ગમે તે રીતે પાછી લાવે છે. તે જાણે છે કે કર્મના ઉદયથી તે વાત બની છે પણ તેની સાથે એમ પણ જાણે છે કે ઉદ્યમથી ખતથી કર્મના ઉદયનો નાશ કરી શકાય છે. ઉદ્યમથી કર્મ બધ છે અને તે પાછું

ઘમથી હઠે છે, માટે ખરા જ્ઞાની જૈન, જીંદગીના છેલ્લા શ્વાસો-છ્વાસ સુધી કર્તવ્ય કર્મનો ઉદ્યમ કરે છે તેના ઉદ્યમમા તે આત્મશ્રદ્ધા, આશા અને ઉત્સાહથી મ હ્ચો રહે છે કોઇ કાર્ય કરતા લાખો વખત કરોડો વખત નિષ્ફલ ગયો છતા પણ તે આશાને ઉત્સાહને મૂકતો નથી, તેથી તે મડદાલ–દાસ–ગુલામ બનતો નથી. આત્મબળના વિશ્વાસી જૈનો, કદાપિ નિર્બલ–મડદાલ બનતા નથી જ્ઞાની જૈનો, સાંસારિકવ્યાવહારિક કાર્યોમાં તથા ધાર્મિકકાર્યો કરવામા કર્મના ઉદયની સાથે યુદ્ધ કરે છે મોહરૂપ શયતાનની સાથે યુદ્ધ કરે છે અને આત્માની શકિતયો ફોરવીને આદર્શ કર્મ યોગી બને છે, તેઓ ન્યાયથી પ્રવર્તે છે કોઇના ઉપર અન્યાય પક્ષપાતથી જૂલ્મ ગુજારતા નથી મોહરૂપી શયતાનના બલની બહાદૂરીને તે ખરી બહાદૂરી સમજતા નથી. તમારા નવા કરારમા પણ “ ઇશુએ તરવારથી કોઇને મારવો નહીં ” વગેરે ઉપદેશ આપીને શયતાનીયત અધર્મ બલને ધિક્કાર્યું છે. જે જૈનો ધર્માર્થે પરમાર્થે અર્પાઇ જાય છે અને પોતાના દેહવિત્તાદિક મોહને લાત મારે છે અને ધર્મ કર્મો કરતા મોહરૂપ શયતાનના તાબે થતા નથી તે પવિત્ર જૈનો છે, એવા પવિત્ર જૈનો સત્ય, દયા, અસ્તેય, અવ્યભિચાર વગેરે સદ્ગુણોના માર્ગે વળે છે અને હૃદયમાં આત્મારૂપ પ્રભુને પ્રગટાવતા જાય છે તેમજ સેવાભક્તિ કર્મયોગ અને જ્ઞાનથી આત્મશુદ્ધિ કરતા જાય છે. સાંસારિક સમાજ સેવા, રાષ્ટ્રસેવા વગેરેમા આ ત્મભાવે અર્પાઈ જાય છે. તેઓ જે કંઇ કરે છે તે આત્માની શુદ્ધિમાટે કરે છે. તેઓ ખરેખરા ધર્મ્યયુદ્ધને કરીને સ સારમાંથી શયતાનના કાવાદાવા ઓને હઠાવીને આપોઆપ પ્રભુરૂપ બને છે. કર્મમોહરૂપ શયતાનના ફંદાઓને ઓળખીને તેઓથી બચી જવા સદા આત્મોપયોગ ધારણ કરે છે. ગૃહસ્થ જૈનો પોતપોતાના ચોથા ગુણસ્થાનકના અને પાંચમા ગુણસ્થાનકના અધિકાર પ્રમાણે વર્તે છે અને ત્યાગી સાધુઓ, સ્વધર્મના અધિકાર પ્રમાણે વર્તે છે. ખરેખરા જૈનો, પ્રાણાતે પણ જૈનધર્મનો અને સ્વાધિકારકર્તવ્યકર્મરૂપ ધર્મનો ત્યાગ કરતા નથી. કર્મનો ઉદય, કર્મનો ઉદય એમ કરી

જૈનો બેસી રહીને ઉદ્યમ કરતા નથી તે ખરા જૈનો નથી. આત્
રૂપપ્રભુની ઇચ્છા અને કર્મ એ બે અપેક્ષાએ એક છે. કારણ
ઇચ્છા છે તે ભાવકર્મ છે. ખ્રીસ્તિયો પ્રભુની ઇચ્છા છે એ
માની બેસી રહેતા નથી તો જૈનો જૈન શાસ્ત્રોથી વિરૂદ્ધ ખોટી રી
કર્મનો ઉદય માની કર્મનો નાશ કરવા પ્રયત્ન ન કરે એમ કે
બને ? અર્થાત્ ન બને, અને જૈનો કર્મના ઉદયના સ્હામો ઉદ્ય
કરે કરેને કરેજ. જળમા ડૂબેલું લાકડું જેમ જલ ઉપર આવે
તેમ જૈનો કર્મ જીતવા તત્પર થયા હોય છે અને જે મોહ
જીતવા, કર્મને જાણીને કર્મરૂપશત્રુ શયતાનના સ્હામો યુદ્ધ કર
તૈયાર થાય છે તે જૈન હોવાથી મહહાલ-નિવીર્ય બનતો નથ
ચેટકરાજા, ખારવેલ, ચન્દ્રગુપ્તરાજા, કુમારપાલરાજા, વસ્તુપા
તેજપાલ પ્રધાન, હેમચંદ્ર સૂરિ, હરિભદ્રસૂરિ જેવાઓ વિશ્વ
આત્માદિકશક્તિયોથી ભરપૂર થયા હતા. જૈનો ધર્મ્યયુદ્ધ
પાછા હઠતા નથી, માટે જૈનો, પોતાનુ તથા દેશ સમાજ ત
સ્વસઘનું રક્ષણ કરવાની શક્તિયોનું શિક્ષણ લેઇ બલવાન્ બને
અને જૈનોએ બલવાન્ બનવુ જોઇએ. નિર્વીર્ય મહહાલ બીકૂ એ
જૈનને દુનિયામાં જીવવાનો અધિકાર નથી. જૈનોએ જૈનોની સે
ભક્તિમાં અર્પાઈ જવું જોઈએ. નાતવરા, લગ્નનાં અધિકખર્
વધુ નવકારશી જમણ ખર્ચો વગેરેનાં ખર્ચો ન કરતાં જૈનો
વ્યાવહારિક ધાર્મિક શક્તિયો ખીલવવામાં તનમન ધનથી અર્પા
જવુ જોઈએ અને જૈનોની સેવામાં જીવવાનો મોહ ત્યાગ કરી
જીવતા જ મરજીવા બનીને ખરા જૈન બની આત્મારૂપ પ્રભુને
અતરૂમાં સાક્ષાત્કાર અનુભવવો જોઇએ અને મહહાલ દાસ, બીક
કાયર, સ્વાર્થી ન બનવું જોઈએ. જૈનકોમ સંઘ, જૈનમંદિ
તથા સ્વબંધુઓની રક્ષામાં સ્વાશ્રયી સ્વાત્મભોગી બનવું જોઇએ
ધનસત્તા કરતાં પોતાના ધર્મને અનતગુણો ઉત્તમ માની
ધર્માર્થે અર્પાઇ જવુ જોઇએ. જૈનાશ્રમો, જૈનગુરૂકુલો, જૈ
બ્રહ્મચર્યાશ્રમો કાઢવામા પોતાની જાતને ભૂલી જવી. જૈનબંધુઓન
દુ:ખમાં પ્રાણાર્પણ કરીને આત્મભોગ આપવો જોઇએ. ગૃહસ્
વ્રતધારી જૈનોને નિરપરાધી પંચેન્દ્રિય જીવોની હિંસાનો ત્યાગ છે

એકેન્દ્રિયાદિક જીવોની તો તેઓ કાર્ય કરંતા યતના કરી શકે છે અને સાધુવ્રત ધરી વીશવશા દયા પાળવાની ઈચ્છા રાખે છે. ઇ. સ. ૧૯૧૪ થી શરૂ થએલ યુરોપના મહાયુદ્ધમાં ખ્રિસ્તિઓએ શયતાનના વશ થૈ પરસ્પર ખ્રીસ્તિયોને રેંસી નાખ્યા–કાપીનાખ્યા, આવી ખ્રીસ્તિયોની બહાદૂરી તે ખરેખર અધર્મ શયતાનીયત બહાદૂરી છે એવી શયતાનીયત બહાદૂરીથી હિંદમા મહાભારત યુદ્ધ થયું અને તેથી હિંદની પડતી થૈ દેશ, રાજ્ય, કોમ, જાતિ, ચામડી, લક્ષ્મી, સત્તાના બળનો શયતાનના વશ થૈ દુરૂપયોગ કરી તરવાર ન ઉઠાવવી એમ ઇશુએ ઉપદેશ આપ્યો છે, છતાં ખ્રીસ્તિયો તેથી અશ્રદ્ધાળુ બન્યા છે અને પોતાની બહાદૂરી બલવાન્‌પણું જણાવે છે તે અસત્ય છે કારણ કે તેવા રાજ્ય, ધન, દેહબલમા મોહરૂપ શયતાનનો વાસો થવાથી અને મોહબળ તે પશુબળ હોવાથી તેવા બળમાં મુસ્તાક રહેનારાઓ પશુઓના બળથી કંઇ આગળ આવ્યા નથી. મનુષ્યનું શરીર તે જીવનું દેવળ છે અને તેમાં આત્મારૂપ પ્રભુનો વાસો છે તેનો નાશ કરવો તે પ્રભુ મહાવીર દેવની આજ્ઞા વિરૂદ્ધ છે તથા બાઇબલમાં પણ મનુષ્ય શરીરને દેવલ સમાન કહી તેમા પ્રભુ વસે છે એમ જણાવ્યું છે, તેથી યુરોપીયમહાયુદ્ધનીપેઠે મનુષ્યસંહારની જીતમા ખરેખરૂં બલ ન માનતાં આત્મ રક્ષણાર્થેજ ફક્ત દેહાદિક બલનો ઉપયોગ કરીને આત્મબળથી જીવીને મોહરૂપશયતાનને હરાવી ખરા જૈન બનવામાજ સ્વતંત્રતા, સ્વરાજ્ય, આકાશરાજ્ય અને અનંત જ્ઞાનમય સુખી જીવન છે, એમ જાણી આત્મબલની પ્રસશા કરો. દેહબલનો અહકાર ન કરવો જોઇએ. રાજ્યબલ, ધનબલ અને વિદ્યાબળ તથા સત્તા બલનો અહંકાર કરનારાઓ, શુદ્ધાત્મરાજ્યથી પતિત થાય છે અને મોહરૂપશયતાનના વશ થાય છે યુરોપસ્થખ્રીસ્તિયો હવે છેલ્લા યુદ્ધથી સમજવા લાગ્યા છે કે હિંસાયુદ્ધથકી શાંતિસુખ નથી. પ્રેમથી શાન્તિ છે. ક્રોધને ક્ષમાથી જીતવામાં શાન્તિ છે. મોહરૂપશયતાન બલને જીતનારૂં ક્ષમા, સરળતા, સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, સંતોષ, લઘુતા, નમ્રતા, શુદ્ધપ્રેમ, જ્ઞાન, તપ, દમ, દાન. પરમાર્થ, નીતિ,

વ્યભિચારત્યાગ, વગેરે સદ્ગુણોથી પ્રગટેલું આત્મબલ તેજ ખરેખરૂં બલ છે કારણ કે તેથી આત્માની અનંત જીવનવાળી મુક્તિની પ્રાપ્તિ થાય છે. એમ જૈન, હિંદુ, શાસ્ત્રોમાં જણાવ્યું છે અને તમારા ઇશુપ્રભુએ બાઇબલમાં પણ જણાવ્યું છે, માટે એવા આત્મબળને પામવા પ્રયત્ન કરો. જૈનો કર્મને માને છે અને આત્માને માને છે પણ તેઓ કર્મરૂપશયતાનબલને હઠાવીને આત્માના બલને પામવાના જ અભિલાષી છે અને તે માટે જૈનધર્મની આરાધના કરે છે. મોહાદિ કર્મરૂપ શયતાનથી આત્માને મુક્ત પૂર્ણ શુદ્ધ કરવો એજ જૈનશાસ્ત્રોનું મૂલ રહસ્ય છે અને તે આત્મજ્ઞાન પામીને મોહને જીતી શૂરા મર્દ આત્મ ભોગી જૈનો બને છે, તે ખરા જૈનો છે. કોટિકોટિવાર ઉદ્યમ કરતા પણ જ્યારે કર્મ ન હઠે ત્યારે તે ભોગાવલી—પારબ્ધનિ-કાચિતકર્મ છે એમ જાણનારા જૈનો, કર્મના તાબે થૈ રાંક દાસ શક્તિહીન બનતા નથી. ખ્રીસ્તિયો જેમ સર્વત્ર ખ્રીસ્તિધર્મ ફેલાવવા આત્મભોગ આપી રહ્યા હતા તેમ સંપ્રતિ, અશોક, વગેરે રાજાના સમયમાં જૈનો પણ પ્રવૃત્તિ કરતા હતા. જ્યારથી જૈનધર્મને રાજ્યાશ્રય મળતો બંધ થયો ત્યારથી જૈનધર્મીઓનું જોર ન્યૂન થવા લાગ્યુ છે ખરા જૈનો, રાજ્યાશ્રયને પણ ઇચ્છતા નથી, તેતો આત્માની શક્તિયોના બળે સ્વાશ્રયી બની પોતાના પગપર ધર્મને ઉભો રાખે છે, રાજ્યાશ્રયી એવા ઘણા ધર્મો દુનિયામા રહ્યા નથો, તો હાલના રાજ્યાશ્રયીધર્મોની પણ એક વખત એવી અવસ્થા થવાની, માટે રાજ્યાશ્રયધર્મના મોહથી અહંકારી ન બનવુ એવી બહારથી તો ચડતી પડતી સર્વની થાય છે માટે તેમાં ન મુંઝાતા આત્માના સદ્ગુણોવડે આત્માનું શુદ્ધાત્મ મોક્ષરાજ્યને જીવતા અંતરમાં પ્રગટાવી આત્મબલી થવું જોઇએ. હિંસાદિ દુષ્ટ દુર્ગુણ દુરાચારના જીવનથી નરક છે અને પુણ્ય વિચારો તથા પુણ્ય કર્મથી સ્વર્ગ થાય છે અને આત્માના શુદ્ધ સ્વરૂપમા પરિણમવાથી મોક્ષ થાય છે. દુર્ગુણ દુરાચાર પાપબલ છે તે મોહરૂપ શયતાનનુ બલ છે, તેનાથી ખરો સુખ શાન્તિ કદિ થઈ નથી અને થવાની નથી.

ખ્રીસ્તિ—પ્રભુ જ્યારે છેલ્લો દિવસ આવશે અને ન્યાર કરશે ત્યારે શયતાનને ઘોર શિક્ષા કરશે અને તેના ફંદામાં ફસા યલાઓને પણ ઘોર શિક્ષા કરશે અને નરકમાં નાખશે.

જૈન—ખ્રીસ્તિબંધુ !! ઇશુ અગર ઈશુનો પિતા બન્ને જો દયાળુ છે તો તેઓ છેલ્લા દિવસે પણ પાપીઓને નરકમા નાખી શકે નહી રૂશિયાનો મહાત્મા ટોલ્સ્ટોય કહે છે કે પ્રભુ દયાળુ છે તેથી કો ઇને નરકમા નાખે નહી, અને નરકને બનાવે નહીં. જૈનશાસ્રામ અનાદિકાળથી નરકો છે તથા તેમા પાપીઓ પાપકર્મથી જાય છે પણ પ્રભુ તેઓને નરકમા નાખે છે એવું લખ્યું નથી. પ્રભુ જો છેલ્લા દિવસે શયતાનને ઘોર શિક્ષા કરે તો શયતાન પ્રભુને પુછશે કે તે મ્હને જેવો બનાવ્યો તેવો હુ થયો, તો પછી મ્હને ઘોરશિક્ષા જે કારણથી કરી છે તે કારણ તો મારામા ત્હે દાખલ કર્યું. તે મારામા મોહ મૂક્યો, તેથી મોહ આવ્યો, ત્હારા વિના બીજો કોઇ મારામાં ખરાબ વિચાર મૂકી શકે નહી તો મ્હને તું નરકની શિક્ષા કરે તેમાં ત્હારો વાક છે, તથા ત્હે મને વાર્યો પણ નહિં. મારા પર ત્હારૂં બળ અજમાવ્યું નહીં એમ પ્રભુને શયતાન કહીને પ્રભુ પાસે ન્યાય માગે તો પ્રભુને પોતાની ભૂલ કબૂલ કરવી પડે કે મે શયતાનને બનાવ્યો તે ઠીક કર્યું નહી અને મનુષ્યો, શયતાનથી લલચાયા તેમા પણ પરપરાએ મારી ભૂલ થઇ અને પાપીઓને નરકમા નાખતી વખતે પણ શયતાનની પેઠ પ્રભુનો વાક કહાડે. પાપી મનુષ્યો એમ કહે કે અમોએ પ્રભો ! ત્હારા પર વિશ્વાસ ન કીધો તેમા હે પ્રભો ! ત્હારી ભુલ છે, કારણ કે ત્હેં ત્હારામા વિશ્વાસ રહે એવુ જ્ઞાન કેમ ન આપ્યું ? તથા જો અમોને ત્હે બનાવ્યા તો ઈશુના જેવા શ્રદ્ધાળુ કેમ ન બનાવ્યા ? ઇશુને સારો ભક્ત બનાવ્યો અને અમને શયતાનના ફંદામાં ફસાઈ જઇએ એવા બનાવ્યા તેમા ત્હારો અન્યાય પક્ષપાત છે. છતાં અમને નરકની શિક્ષા કરતાં અન્યાય કેમ કરે છે ? પાણીમાં જેવો રંગ નાખીએ તેવું પાણી થાય, હે પ્રભો ! ! ત્હેં અમારામાં સારી શ્રદ્ધા મૂકી હોત અને પહેલાંથી શયતાનને ન બનાવ્યો હોત

અને બનાવવાની સાથે તેની શક્તિ હરી લીધી નહી અને પછી હજારો લાખો વર્ષ પછી પાછા ન્યાય કરતી વખતે શયતાનનો તથા અમારો વાંક કાઢો તે ન્યાય ગણાય નહીં. ઇશુના ઉપદેશથી અમને શ્રદ્ધા ન થઈ તેનું કારણ એ છે કે ત્હે અમારા આત્માને બનાવ્યો પણ ઈશુનો ઉપદેશ અમે સમજીએ તેવી બુદ્ધિ શ્રદ્ધા કેમ ન આપી? મુસા અને ઈશુના જેવા અમને કરવામા વચ્ચે શયતાન નડતો હતો તેને તેજ વખતે કેમ તેં દૂર કર્યો નહીં? અને હવે છેલ્લા દિવસે અમને નરકમાં મોકલે છે? માટે અમો નરકમા જઈશું નહીં, તમોએજ શયતાનને બનાવી માછલાની પાછળ પારધી બનાવવાની પેઠે ભૂલ કરી છે, એવું જ્યારે પાપીઓ પુછશે ત્યારે પ્રભુને **તેરી બી ચૂપ ઓર મેરી બી ચૂપ** કહી ખેલ ખલાસ કરવો પડેશે. એથી એવી વાતો ન માનતા અનાદિકાળથી જગત્ અને જીવો છે, તથા અનાદિકાળથી જીવોને કર્મ લાગ્યા છે અને જીવો પુણ્ય અને પાપના અનુસારે સ્વર્ગ તથા નરકમાં જાય છે એમ સિદ્ધાત માનવામા કોઇ જાતનો દોષ આવતો નથી. તથા પરમેશ્વર ઉપર પૂર્વોક્ત કર્તાપણાના દોષો પણ આવી શકતા નથી.

**ખ્રીસ્તી**—જ્યારે પુનરૂત્થાનનો છેલ્લો દિવસ આવશે ત્યારે સૂર્ય ચંદ્ર વગેરેનો નાશ થશે દરિયા પહાડો વગેરેનો પ્રભુ નાશ કરશે પ્રભુ સર્વ જીવોને ઉઠાડશે અને ધર્મી અને પાપી આત્માઓને બે વિભાગમા વહેચી નાખશે ધર્મીઓને સ્વર્ગમા પોતાની પાસે લેઇ જશે અને પાપીઓને શયતાનની સાથે નરકમાં નાખશે બાઇબલના પ્રગટીકરણમા પ્રભુ સ્વર્ગમા સિંહાસન ઉપર બિરાજે છે અને દેવદૂતો તેની પાસે બેસે છે તથા જે છેલ્લો દિવસ આવશે તે વખતનું ભવિષ્ય લખ્યું છે તેને અમો સત્ય માનીએ છીએ.

**જૈન**—ખ્રીસ્તિબંધુ!! તમોએ જે હકીકત કહી તેને અમો જૈનશાસ્ત્રોથી વિરૂદ્ધ હોવાથી તથા તે બુદ્ધિગમ્ય તથા શ્રદ્ધાગમ્ય નહીં થવાથી તેને સત્ય તરીકે સ્વીકારતા નથી. તમારી એવી માન્યતાને તો બૌદ્ધો, હિંદુઓ અને જૈનો સત્ય તરીકે માનતા નથી. છેલ્લા દિવસે પ્રભુ સર્વનો ન્યાય કરશે, એવી માન્યતામાં સત્યતા નથી.

સૂર્ય ચંદ્ર આકાશ વગેરેનો નાશ થવાનો નથી. કેટલાક હિંદુઓ મહાપ્રલય માને છે તે વખતે સર્વ વિશ્વનો નાશ માને છે, પણ પ્રભુ, સર્વલોકોને ઉઠાડી ઉભા કરી એક દિવસે ન્યાય કરે છે એવું તેઓ માનતા નથી. જૈનો તથા બૌદ્ધો મહાપ્રલયને માનતા નથી, જૈનો જગતને અનાદિ અનંત માને છે તેથી મહાપ્રલય થતો નથી એમ શ્રદ્ધા ધારે છે. જગત્કર્તાવાદીઓને ઇશ્વર છે તે જગતનો કર્તા છે એમ માનવાપણું હોવાથી તેઓ દુનિયાની આદિ અને અંત માને છે બાઇબલના પ્રગટીકરણના ભવિષ્યવાદ જેવા ભવિષ્યવાદો જો મારે લખવા હોય તો અનેક લખી બતાવું, તેમા સત્યતા હોય એવું અમારૂં મત નથી. દુનિયામાં ચાલતા અનેક ધર્મશાસ્ત્રોમાં એવા પણ રૂપાંતરે ફેરફારવાળા પરસ્પર વિરૂદ્ધ એવા અનેક ભવિષ્યવાદો છે તેથી અમુક ઉપર વિશ્વાસ મૂકવો, તે વખતનો દિવસ આવ્યા પહેલા શ્રદ્ધા મૂકી શકાતી નથી. અનેક યુરોપદેશસ્થવિદ્વાનો પણ આવા ભવિષ્યવાદોને શંકાની દૃષ્ટિથી દેખવા લાગ્યા છે. મનુષ્ય મરે છે કે તુર્ત સ્વકર્માનુસારે બીજો ભવ ધારણ કરે છે પણ તેને છેલ્લા દિવસસુધી કબ્રમા પડી રહેવું પડતુ નથી, એમ જૈનહિંદુશાસ્ત્રોથી સમજાય છે, માટે અમને તે બાબતમા અમારો સિદ્ધાંત સત્ય લાગે છે. પ્રલય મહાપ્રલયની વાતો ન કરતા આત્માની, મનની અને કાયાની પવિત્રતા કરવી મનમાંથી સર્વ બૂરા વિચારોને દૂર કરવા અને સદ્વિચારોથી મનને ભરી દેવું અને જ્ઞાનાનન્દમયપ્રભુજીવને જીવવાનો નિશ્ચય કરી આત્મધ્યાન ધરવું. શરીરે જીવતાં છતાં શરીરમાં મોહરૂપ શયતાનને મારી તેની કબ્ર કરવી અને આત્મારૂપ પોતાને ઇશુ જાણી પરમાત્મા પ્રભુની સાથે લયલીન થઈ શુક્લધ્યાન રૂપ આકાશમાં ઉંચા જવું અને આત્મા તેજ પરમાત્મા છે એમ અંતરમા અનુભવ કરવો. શરીર પેઠે આત્માને ન ભાવવો પણ તેથી ન્યારો ભાવવો અને હું તુના સંકલ્પવિકલ્પથી મુક્ત થૈ શરીરમાં જીવતા આત્માથી જીવતા થવુ અર્થાત્ દેવ થવું તેજ શરીરમા પુનરૂત્થાનનો છેલ્લો દિવસ માની શુદ્ધાત્મસ્વરૂપમાં મગ્ન થઇ જવું. શરીર તેજ જગત છે એમ માનીને મન મોહ

રૂપ શયતાનથી દૂર રહેવું. શરીરમાં આત્માને સમ્યગ્જ્ઞાનથી પ્રગટ કરવો તેજ મરેલા એવા પોતાને જીવતા કરવાનું છે. પરમાત્મા-સર્વજ્ઞ-વીતરાગ દેવ છે તે પિતા છે અને સમ્યગ્જ્ઞાની અન્તરાત્મા તે પ્રભુ પરમાત્માનો પુત્ર છે. શુક્લધ્યાન તે વધ સ્તંભ છે, તેમાં અન્તરાત્મારૂપીઈશુને લગાડવામાં આવે છે એટલે અન્તરાત્મારૂપ ઈશુનું સર્વથા મોહનાશ રૂપ બાહ્ય મરણ થાય છે અને તેજ શરીરમાં અન્તરાત્મા, પોતાના કેવલજ્ઞાનથી પ્રકાશીને પરમાત્મા પ્રભુ થૈ ઉઠી લોકોને બોધ આપી છેવટે ઉંચે આકાશમાં સિદ્ધશિલાપર બિરાજમાન થાય છે. આત્મા પોતાની સમ્યગ્દૃષ્ટિ પામે છે તેજ સમ્યગ્ દર્શનરૂપ બાપટિઝમ છે. પવિત્ર શુદ્ધાત્મા રૂપ થએલા સર્વે આત્માઓ દેવો થાય છે, એવી જૈન શાસ્ત્રોની માન્યતા છે. ક્રોધ, માન, માયા, લોભ, કામ, અજ્ઞાન, રતિ અરતિ, આદિ સર્વ મોહ પ્રકૃતિયોનો ક્ષય કરવાથીજ આત્મારૂપ પ્રભુનો પ્રગટભાવ થાય છે અને આત્મામાં કેવલજ્ઞાન પ્રગટે છે. એવું જ્ઞાન અને આત્માનંદ પ્રાપ્ત કરી શુદ્ધાત્માના અનંત જીવને જીવવામાટેજ બાહ્યજીવનનું પ્રયોજન છે.

ખ્રીસ્તિ—જૈનબંધુ! તમારી સાથે વાત કરવાથી અમને ઘણું જાણવાનું મળ્યું, ઇશુક્રાઇસ્ટ અને બાઈબલમાંથી તમો તમારી દૃષ્ટિએ શું સત્ય માનો છો તે જણાવશો.

જૈન—ખ્રીસ્તિબંધુ !!! જૈનશાસ્ત્રોના ગુરૂગમપૂર્વક અને ગુરૂ કૃપાપૂર્વક સમ્યગ્ અભ્યાસથી આત્મામાં સમ્યગ્જ્ઞાનદૃષ્ટિ પ્રગટે છે, તેથી મિથ્યાત્વ શાસ્ત્રોને સાત નયોની સાપેક્ષા સમ્યગ્ દૃષ્ટિથી સમ્યગ્રૂપે પરિણમાવવાની શક્તિ પ્રગટે છે, મિથ્યાત્વીઓને સમકિતવાળા શાસ્ત્રો પણ મિથ્યાત્વરૂપે પરિણમે છે. જૈનશાસ્ત્રોનો જેઓએ પૂર્ણ અભ્યાસ કર્યો છે તેઓને બાઇબલમાં જે કંઇ સત્ય સારૂં છે તે જૈનશાસ્ત્રોમાં છેજ એમ અનુભવાય છે, ઈશુ, સ્વર્ગ અને નરક માને છે. પુણ્યથી સ્વર્ગ અને પાપથી નરક માને છે તે જૈનશાસ્ત્રોમાં છે. ઇશુએ યહુદીઓના વખતની જુની રૂઢિ કે જે વેદી આગળ પશુ કાપવાની હતી તેને ના કબુલ કરી તે સારૂં

કર્યું. તથા યહુદીઓના સમયની સુજાનની રૂઢીને હિસાબમાં ન ગણી એમ પ્રેરિત પાઉલના વિચારોથી માલુમ પડે છે. રોટલી ઉપર ઈશુનું લોહી કલ્પી તેનું ભક્ષણ કરવું તેમાં મિથ્યાત્વ પાપ બુદ્ધિ છે. ઈશુએ આકાશમા સાકાર પ્રભુ માન્યો છે, પણ આકાશમા પરમાત્મા નિરાકાર છે અને એમ મુસલ્માનો પણ કુરાનના આધારે માને છે. ઇશુએ હિંસા ન કર એમ કહ્યું છે તે મનુષ્યોની હિસા ન કરવા માટે કહ્યું છે, પણ જલચર, પશુ, પંખીઓની હિસાના ત્યાગ માટે ખાસ ઉપદેશ આપ્યો નથી. માછલાંનું માંસ ઇશુ ખાતા હતા અને દ્રાક્ષારસ પીતા હતા. મર્યા પછી પણ તેમણે માછલીઓ પકડાવવામાં અન્યભકતોને સહાય કરી છે. તેમણે ચોરી, વ્યભિચાર અને અસત્યના ત્યાગ માટે ઉપદેશ આપ્યો છે. પાપોનો ત્યાગ કરવા તેમણે ઉપદેશ દીધો છે. પ્રભુમાં અન્ધવિશ્વાસ મૂકવા માટે ઘણા અસરકારક વચનો કહ્યા છે અને પોતાને પ્રભુના પુત્રતરીકે ઓળખાવીને તેવો વિશ્વાસ મૂકવા માટે ઘણી વખત લોકોને કહ્યુ છે. તેણે રોગીઓ વગેરેની પર દયા આણી છે અને મોહરૂપ શયતાનને જીતવા હિંદુસ્થાનના કબીર વગેરે ભક્તોની પેઠે ઉપદેશ આપ્યો છે. પ્રભુના ઉપર તેમનો વિશ્વાસ પ્રેમ હતો પણ જૈનશાસ્રોમાં લખેલ પ્રભુ સ્વરૂપને તેમણે જાણ્યું નથી. સ્વામી રામતીર્થ કહે છે કે, ઈશુએ તિબેટ સુધી મુસાફરી કરી હતી અને ત્યાના મહાત્માઓ પાસેથી ઈશ્વર ભક્તિનું જ્ઞાન કરીને તેમના દેશમાં જઈ ઉપદેશ દીધો હતો. નીતિના ગુણોનું બાઇબલમા વર્ણન છે પણ બાઇબલના સર્વ વિચારોની શ્રદ્ધા કરનારાઓતો અતે અન્યધર્મીઓના દ્વેષી બને એવું થાય છે. કારણ કે તેમાં અન્યધર્મીઓ સાથે સ્વધર્મી જેવું વર્તન રાખવાનું ખાસ લખ્યું નથી. ઇશુમાં નીતિના ગુણો કંઈ કંઈ ખીલ્યા હતા. નવા કરારના વાક્યો—“ શરીરને જે મારી શકે છે પણ આત્માને મારી શકતા નથી તેથી બીહો મા.” પૃથ્વીપર શાંતિ કરવાને હું આવ્યોછું એમ ન ધારો, શાતિ નહીં પણ તરવાર ચલાવવાને હુ આવ્યોછુ કેમકે માણસને તેના બાપને ઉલટો તથા

દીકરીને તેની માને ઉલટી તથા વહુને તેની સાસુને ઉલટી ફેરવવાને હુ આવ્યોછુ અને માણુસના વૈરી તેના ઘરમાં થશે (માત્થી) તેઓ કહે છે કે જુઓ ખાવરોને દારૂબાજ માણુસ પાપીઓનો અને દાણીઓનો મિત્ર," મંદિર કરતાં હિયાં, એક મોટો છે, યજ્ઞ કરતા હુ દયા ચાહુ છુ." પવિત્ર આત્માને ઉલટું જે કોઇ કંઈ કહેશે તે તેને માફ નહિ કરાશે. આ યુગમાં નહિ ને આવનાર યુગમા પણ નહિ" "તારી તરવાર તેના મ્યાનમાં પાછી ઘાલ કેમકે જે સઘળા તરવાર પકડે છે તે તરવારથી નાશ પામશે" ઈશુએ પાસે આવીને તેઓને કહ્યુ કે આકાશમાં તથા પૃથ્વીપર સર્વ અધિકાર મને સોંપાયો છે. "પ્રભુના નિયમશાસ્ત્રમાં કહેલા પ્રમાણે હોલાના એક જોડાનો અથવા કબૂતરનાં બે બચ્ચાંનો યજ્ઞ કરવા સારૂં તેઓ તેને યરૂશાલેમમાં લેઇ ગયા (ઈશુના જન્મ પછીની ક્રિયા લુક) "જો કોઇ મારી પાસે આવે ને પોતાના બાપનો તથા માનો તથા વહુનો તથા છોકરાંનો તથા ભાઇઓનો તથા બહેનોનો તથા પોતાના જીવનો પણ દ્વેષ ન કરે તો તે મારો શિષ્ય થઈ શકતો નથી "દેવનું રાજ્ય પ્રગટ રીતે નથી આવતું અને એમ નહિ કહેશે કે જુઓ તે હિયાં છે, અથવા તે ત્યા છે, કેમકે જુઓ દેવનું રાજ્ય તમારા મધ્યે છે" જે કોઇ પોતાને ઉંચો કરે તે નીચો કરાશે ને જે પોતાને નીચો કરે તે ઉંચો કરાશે." (લુક) "જે કોઈએ ઘરને કે મા બાપને ભાઇઓને કે વહુને કે છોકરાને દેવના રાજ્યને લીધે મૂક્યાં હશે તે આકાળમાં બહુ ઘણું તથા આવનાર કાળમાં અનંત જીવન પામ્યા વિના રહેશે નહીં" (લુક) "(યોહાન) "જે ઉપરથી આવે છે તે સર્વના ઉપર છે. જે પૃથ્વીનો છે તે પૃથ્વીનો છે ને પૃથ્વીનું કહે છે "ઇશુએ તેઓને કહ્યું કે હુ તમને ખચીત કહુંછું કે તે રોટલી મુસાએ આકાશથી તમને આપી નથી પણ આકાશથી જે ખરી રોટલી છે તે મારો બાપ તમને આપે છે" જીવનની રોટલી હું છુ જે મારી પાસે આવે છે તેને ભૂખ નહિજ લાગશે" "યોહાન" કોઈ મારૂં માંસ ખાય છે ને મારૂં લોહી પીએ છે તેને અનંતજીવન છે. જે મારૂં માંસ ખાય છે અને મારૂ લોહી

પીએ છે તે મારામાં રહે છે ને હુ તેમાં રહું છુ. જે મને ખાય છે તે પણ મારાથી જીવશે" યોહાન ( અધ્યાય. ૬ ) જો કોઈ તરસ્યો હોય તો તે મારી પાસે આવીને પીએ. મારાપર વિશ્વાસ કરે છે તેના પેટમાથી જીવતા પાણીની નદીઓ વહેશે" (યોહાન અધ્યાય (૭) મારી વાત તમે સાભળતા નથી માટે તમે તમારા બાપ સેતાનના છો, તે પ્રથમથી મનુષ્ય ઘાતક હતો. જે દેવનો છે તે દેવની વાતો સાંભળે છે" તમે દેવના નથી માટે સાંભળતા નથી. ઈબ્રાહીમ થયા અગાઉ હુ છું "હું તથા બાપ એક છેયે" તું માણસ છતા પોતાને દેવ ઠરાવે છે. ઈશુએ તેઓને ઉત્તર દીધુ શું? તમારા શાસ્રમાં એ નથી લખ્યુ કે, મે કહ્યું કે તમે દેવો છો? જેઓ દેવની વાત પામ્યા તેઓને જો તેણે દેવો કહ્યા તો જેને બાપે દેવ ઠરાવ્યો ને જગત્માં મોકલ્યો તે હું દેવનો દીકરો છું. બાપ મારામાં છે ને હુ તેનામાં છુ. પુનરૂત્થાન તથા જીવન હુ છુ. તમે એક બીજાપર પ્રેમ કરો. જેવો મે તમપર પ્રેમ કીધો તેવો તમેપણુ એક બીજાપર પ્રેમ કરો. "રસ્તો તથા સત્ય તથા જીવન હું છુ" હુ બાપમાં ને બાપ મારામાં એવો મારાપર વિશ્વાસ કરો (યોહાન) દેવે તેઓને ભ્રષ્ટબુદ્ધિમા મેલી દીધા" અધ્યાય. ૨ "દેખાતો યહુદી તે યહુદી નથી ને દેખાતી દેહની સુનત તે સુનત નથી. માહેનો યહુદી તે યહુદીને સુનત હૃદયની ને જે અક્ષરિક નથી પણ આત્મિક છે. જેટલા દેવના આત્માથી દોરાય છે તેઓ દેવના દીકરા છે, આપણે દેવનાં છોકરા છેયે" અધ્યાય. ૮ )

તમારા સતાવનારાઓને આશીર્વાદ આપો, આશીર્વાદજ આપો ને શ્રાપ આપતા ના. હરખનારાઓની સાથે તમે હરખાઓ અને રડનારાઓની સાથે રડો. માંહેમાંહે તમે એકજ મન ધરો, મોટાઈ પર મન ન રાખો પણ દીનોની સાથે મળતા જાઓ, તમે પોતાને બુદ્ધિવંત ન સમજો, ભુંડાને બદલે ભુંડું કોઇને વાળતા ના, સઘળાં માણુસોનાં દેખતાં જે સુશોભિત છે તે (કરવાને) ધ્યાનમા આણો, જો બની શકે, તો જેમતેમ કરીને સઘળા માણુસોની સાથે સમાધાનમાં ચાલો એ વહાલાઓ, તમે પોતાપરનું વૈર ન

વાળો, પણ કોપને સારૂ જગ્યા છોડો, કેમકે લખેલું છે કે "પ્રભુ કહે છે કે વૈર વાળવુ એ મારૂં છે, હું પાછુ વાળી આપીશ." એ માટે જો તારો વેરી ભૂખ્યો હોય, તો તેને ખાવાનું આપ; જો તૃષિત હોય તો તેને પીવાનુ આપ, કેમકે એવું કરતાં તું તેના માથા પર આગના અંગારા ઢગલાઓ મૂકીશ. જે ભુંડું તેથી તું જીતેલો ન થા, પણ જે સારૂ તેથી ભુંડુ જીત.

એક બીજા ઉપર પ્રેમ રાખવો એ શિવાય બીજું દેવું કોઇનુ ન કરો, કેમકે જે બીજા ઉપર પ્રેમ રાખે છે. તેણે નિયમને પુરો પાળ્યો છે. કારણ કે "તારે વ્યભિચાર ન કરવો, હત્યા ન કરવી, ચોરી ન કરવી, જુઠી શાહેદી ન પુરવી, લોભ ન કરવો" ઈત્યાદિ, જે આજ્ઞાઓ છે તેઓ સંક્ષેપે કરીને આમા સમાયલી છે, એટલે "જેવો પોતા પર છે તેવો પોતાના પાડોશી પર પ્રેમ રાખવો" પ્રેમથી પડોશીનું કઇ ભુડું કરાતું નથી, તેથી પ્રેમ નિયમની સંપૂર્ણતા છે. (અધ્યાય ૪ તમે દેવનું મંદિર છો ને દેવનો આત્મા તમારામાં વસે છે.) જો કોઈ દેવના મંદિરનો નાશ કરશે તો દેવ તેનો નાશ કરશે. કેમકે દેવનું મંદિર જે તમે છો તે પવિત્ર છે તમારાનો કોઈ પોતાને જ્ઞાની જાણે તો જ્ઞાની થવા સારૂં તે મૂર્ખ થાય ' સુનત તો કંઇ નથી ને એ સુન્નત કંઈ નથી પણ દેવની આજ્ઞાનું પાલન તેજ ખધુ છે" (અધ્યાય ૭) "તમે જીવતા દેવનું મંદિર છો" (અધ્યાય ૬) શેતાન પોતે અજવાળાના દૂતનો વેષ ધરે છે "પાઉલ કહે છે (પોતાના પત્રમા તમારો સેવાને સારૂ બીજી મંડળીઓમાંથી નાણા લેઇને મે તેઓને લુંટી" (અધ્યાય ૧૧) "દેવ તો કે જે ચૌદ વર્ષ ઉપર ત્રીજા આકાશમાં લેઇ જવાચો" તુ જેમ પોતા પર તેમ મારા પાડોશી પર પ્રેમ કર " દેહ આત્માથી ઉલટી ઇચ્છા કરે છે અને આત્મા દેહથી" આપણુ પ્રજાપણું આકાશમાં છે ॥ અધ્યાય ૪ ॥ સાતમે દહાડે દેવે પોતાનાં સર્વ- કામોથી વિશ્રામ લીધો ॥ (અ. ૫.) અધ્યાય નવમામાં લખ્યુ છે કે મુસાએ નિયમશાસ્ત્ર પ્રમાણે દરેક હુકમ સર્વ લોકોને કહીને

વાણી તથા કીરમજી ઉન તથા જુફા સુદ્ધાં વાછરડાનું તથા બકરાનું લોહી લીધું મંડપપર તથા સેવાનાં સઘળાં પાત્રપર લોહી છાંટયું. નિયમશાસ્ત્રપ્રમાણે સઘળી વસ્તુઓ લોહીથી શુદ્ધ કરાય છે ને લોહી વહેડાવ્યા વગર માફી થતી નથી. યજ્ઞોથી વર્ષો વર્ષે પાપોનુ સ્મરણ ફરી થાય છે કેમકે ગોધાઓનું તથા બકરાઓનું લોહી પાપો કહાડી નાખવાને સમર્થ નથી ૫ મુસાએ કહ્યુ કે હું બહુ બિહુ છુ ને ધ્રુજુ છુ ( અ. ૧૨ ) " તું હત્યા ન કર " જગત્ પર અથવા જગત્માંનાપર પ્રેમ ન કરો. જે પુત્રનો નકાર કરે છે તેને બાપ પણ નથી " જે પાપ કરે છે તેણે તેને દીઠો નથી હરેક જે પોતાના ભાઈપર દ્વેષ રાખે છે તે મનુષ્યઘાતક છે. આપણે તેનામાં રહીએ છીએ અને તે આપણામાં દેવપ્રીતિ છે, ને જે પ્રીતિમા રહે છે તે દેવમાંને દેવ તેનામા રહે છે. જે ભયભીત છે તે પ્રીતિમાં પૂરો થએલો નથી. ઇત્યાદિ બાઇબલનાં વાકયોમાં બાઇબલનો સાર આવી જાય છે. એમાંનાં કેટલાક વાકયો નીતિના છે તથા કેટલાંક પ્રેમનાં છે તથા કેટલાંક આત્મા સંબંધી છે. કેટલાક યાહુદીઓના નિયમ શાસ્ત્રોનાં છે અને તેમા કેટલાંક નવા કરાર સંબંધી છે. નૈગમનયની સાપેક્ષદષ્ટિથી આત્માઓ, પ્રભુ, પુણ્ય, પાપ, સ્વર્ગ, નરક વગેરેનું સ્વરૂપ છે, તેનો જૈનદર્શનમા અન્તર્ભાવ થાય છે. ભકિતની ઔપચારિકદૃષ્ટિએ પ્રભુનુ જગત્કર્તાહર્તાદિક વર્ણન જાણવુ પણ તત્ત્વદૃષ્ટિએ પ્રભુનુ અન્ય જગત્ સબંધી કર્તાહર્તાપણું નથી. ઔપચારિકદૃષ્ટિએ, પુણ્ય તેજ પ્રભુની કૃપા અને પાપ તેજ પ્રભુનો કોપ કહેવામા આવે છે, તથા ઔપચારિક દૃષ્ટિએ શાતાવેદનીયના ફલને સ્વર્ગ અને અશાતાવેદનીય ઉગ્રપાપને નરક કહેવામાં આવે છે શરીરનો નાશ તેજ દિવસ, પુનરૂત્થાનનો દિવસ છે, કારણ કે તે દિવસે આત્મા, પુણ્ય પાપાનુસારે સ્વર્ગ નરક વગેરેમાં જાય છે, નૈગમનયની દૃષ્ટિએ શરીરમાંથી પ્રાણોનો અને આત્માનો વિયોગ તે બીજાઅવતારજન્મરૂપ ઉત્થાનનો છેલ્લો દિવસ છે અને તે કાલે અર્થાત્ મૃત્યુબાદ દેહરૂપસૃષ્ટિનો નાશ થાય છે અને ચંદ્રનાડીસ્વરૂપ ચદ્રનો અને સૂર્યનાડીસ્વરૂપ સૂર્યનો નાશ

થાય છે તેથી તે પ્રલય કહેવાય છે અને સર્વથા કર્માદિકના અભાવને મહાપ્રલય કહેવામાં આવે છે, એમ નૈગમનયની અધ્યાત્મ દૃષ્ટિએ સમજવું મરણ સમયે આત્માને પુણ્યથી નિર્ભયદશા રહે છે અને પાપથી ભય રહે છે. આત્મા પોતે પોતાનો ઈશ્વર છે તેની સાથે લાગેલાં કર્મો પણ કર્મની દૃષ્ટિએ પ્રભુ અર્થાત્ શક્તિમાન્ છે. ઈશુ ત્રીજા આકાશમા ગયો અર્થાત્ જૈનશાસ્ત્રોના ત્રીજા દેવલોકમા ગયો તેથી તે દેવ મહિમાથી પાછો જન્મસ્થાનમાં આવ્યો અને તેણે ચમત્કારો દેખાડયા પહેલા બીજા અને ત્રીજાદિ દેવલોકોમા તો ઘણા મુનિયો જઇ શકે છે, તે જૈનશાસ્ત્રોના વાચનથી સમ્યગ્ અનુભવાય છે, ઈશુના કેટલાક વચનો આધ્યાત્મિક છે, અને તેઓનો વેદાંતજ્ઞાનમા તથા જૈનતત્ત્વજ્ઞાનમા અંતર્ભાવ થતો હોવાથી અર્ન્યધર્મો કરતાં તેમાં કંઇ વિશેષ જણાતુ નથી. ઈશુનું ચરિત મનુષ્યોમાટે દયાલુ દેખાય છે અને તે છેલ્લા દિવસે કોપાયમાન થશે. પાપીઓને માફી નહીં આપે એવા વિચારોથી તો તે પ્રભુનો પુત્ર, કોપ–ક્રોધ કરનાર ઠરે છે માટે તેથી ઇશુમા પૂર્ણદયા સિદ્ધ થતી નથી. ઔપચારિકદૃષ્ટિએ ઈશુમા પ્રભુમા જીવોની કર્તાહર્તાપણાની ભાવના મૂકીને જીવોને પાપકર્મોથી મુકત કરવાની નૈગમનયની સાપેક્ષિક ભાવનાએ કથચિત્ ખ્રીસ્તી દર્શનનો જૈનદર્શનમા સમાવેશ થઇ શકે છે પણ તે એવુ નૈગમનયકથિતસાપેક્ષિક જ્ઞાન જે જાણે છે, તેને માટે તે છે પણ અન્ય જૈન મનુષ્યો માટે નથી. પ્રભુમાં કર્તાહર્તાપણાની ભાવનાનો રાજાઓમાં આરોપ કરાય છે અને તેથી મનુષ્યો, રાજાના દાસ, ગુલામ પરતંત્ર બની જાય છે અને પ્રભુના સેવકો છે તે રાજાઓના સેવકો બને છે, પણ રાજાઓ સમાન પોતાના આત્માને નહીં અનુભવવાથી અને પ્રભુ સમાન સ્વાત્માને નહીં અનુભવવાથી તેઓ ગુલામ બને છે, પરતત્ર બને છે અને તેથી રૂશિયાના ઝાર અને તેની પ્રજા જેવી દુર્દશા થાય છે જૈનશાસ્ત્રોમાં આત્માઓ તે પરમાત્માઓ થાય છે, એવી શ્રદ્ધાથી જૈનો, ફ્રાન્સ, અમેરિકાની પેઠે પ્રજાસ્વતંત્ર સામ્રાજ્યવાદીઓના સરખા સ્વતંત્ર બને છે અને

સામ્યવાદના સાપેક્ષિક હિમાયતી બને છે અને પોતાની સ્વતંત્ર-ને પ્રાપ્ત કરે છે અને કથંચિત્ પરમાત્માની સાધનદશામાં છકતો હોવાથી બ્રિટીશરાજ્યના રાજાપ્રજા સ્વતંત્ર સામ્રાજ્યવાદીઓ સરખા બને છે અને છેવટે સર્વકર્મથી મુક્ત-સ્વતંત્ર સિદ્ધાત્માઓ બને છે. માટે જૈનશાસ્ત્રો આત્માઓની સ્વતંત્રતા શીખવે છે અને પોતાની પ્રભુમયતા પ્રગટાવવાનું શિખવે છે, એ પ્રમાણે કથીને હું ખ્રીસ્તિયોની સાથે મૈત્રીભાવથી વર્તવાનું જણાવું છુ. મ્હને તેઓપર આત્મભાવ છે, મ્હને તેઓ પર દ્વેષ નથી. બ્રિટીશ રાજ્યમાં સર્વધર્મવાળાઓને પરસ્પર ધર્મતત્ત્વો વગેરેની સમાલોચના કરવાનો ન્નીતિસર હક્ક છે તેનો લાભ લેઇને ખ્રીસ્તિ પાદરીઓ વગેરેએ જૈનધર્મની સમાલોચના કરેલી તેના પ્રત્યુત્તરરૂપે દ્વેષ વિના મેં ખ્રીસ્તિ ધર્મ બાયબલ વગેરેની સમાલોચના કરી છે. ખ્રીસ્તિયોમાં જે જે દયાદિ ગુણો છે તેઓનું અમને માન છે, તેઓ ગુણાનુરાગી અને સત્યના ઇચ્છક છે, તેથી અમારા લેખમાંથી હંસચંચુવત્ સત્ય ગ્રહણ કરશે અને અમારી સાથે મિત્રભાવથી વર્તશે, એમ આશા રાખું છું. પ્રભુ મહાવીર સર્વજ્ઞ દેવનાં ધર્મશાસ્ત્રોનો જો તેઓ મધ્યસ્થદૃષ્ટિએ અભ્યાસ કરશે તો તેઓને ધર્મસંબંધી ઘણો લાભ થશે. તેઓ જૈનધર્મને સમજી જૈનો બને એમ ઈચ્છુ છુ, શાસનદેવો, સર્વત્ર જૈનધર્મ પ્રગટાવો.

इत्येवं ॐ अर्हं महावीर शान्तिः ३

મુકામ. પ્રાંતિજ.

વિ. સં. ૧૯૮૦. ફાલ્ગુનવદિ પંચમી.

શેઠ. પોચાલાલ ડુંગરશી બંધાવેલ જૈન તપાગચ્છીય સાગર ઉપાશ્રય.

લે. બુદ્ધિસાગર

